નવાં ધોરણ પ્રમાણે

# ધોરણ બીજાની નોટ.

તથા

# ખુલાસો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

એમ. બી. શાહની કંપનીના માલીક

મોતચંદ ભગવાનદાસ શાહ

પબ્લીશર, કમીશન એજન્ટ એન્ડ બુકસેલર,

પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ બીજી પ્રત ૩૦૦૦.

સને ૧૯૧૮ સં. ૧૯૭૪

કીંમત ચાર આના.

શ્રીજૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. ચુનીલાલ અમથાશાએ છાપ્યું,
ઘીકાંટાના પુલ નીચે—અમદાવાદ.

# નવી બીજી ચોપડીના અર્થ.

પરમેશ્વર=ભગવાન, પ્રભુ, ઇશ્વર.
વટેમાર્ગુ=મુસાફરલોકો.
ભક્તિ=ભગવાનની સેવા.
પૃથ્વી=જમીન, ભોંય.
ધર્મશાળા=મુસાફરલોકોને ઉતરવાની સગવડની જગા.
મેજ=ટેબલ.
મઘમઘે છે=ફોરેછે, સુગંધ આપેછે.
વાસ=સુગંધી.
શાથી=શેના વડે.
તળાવ=મીઠા પાણીનો મોટો ખાડો.
પહાડ=પર્વત, મોટા ડુંગર.
પાધર=ગામની ભાગોળ આગળનું છુટું મેદાન, સીમ.
ઓસરી=ઓટલો.
શા માટે=કેમ.
તડકો=ગરમી, તાપ.
ટાઢ=ઠંડી.
ઉડાડવા=કાઢી નાખવા.
અજવાળું=પ્રકાશ, ઉજાશ.
અંધારૂં=અંધકાર.
ઘોર=ભયંકર, બિહામણું.
મરે છે=નાશ પામે છે.
સુરજ=સૂર્ય, રવિ, સુરજનો વાર 'રવિ' માટે સુરજને 'સૂર્ય' કે 'રવિ' પણ કહે છે.

ચંદ્રમા=ચાંદો, શશી, 'સોમવાર' એ ચંદ્રમાનો વાર છે માટે ચંદ્રને 'સોમ' પણ કહે છે.
ગગનમાં=આકાશમં, વાદળામાં.
ઝગઝગે છે=ચળકે છે.
[illegible]=પ્રકાશ, અજવાળું.
પવન=વા, હવા.
પાણી=જળ, નીર.
તારા=ચાંદરણીઓ.
સરજ્યાં=રચ્યાં, બનાવ્યાં.
કળાતું=સમજાતું.
સઘળું=બધું.
દયાળુ=દયાવાળા.
સરજ્યું=કર્યું, બનાવ્યું.
હોશિયાર=ચાલાક, ડાહ્યો, સમજણો.
પાડ=ઉપકાર, આભાર, ગુણ.
ઉપકાર=ગુણ, પાડ.
યાદ રાખવા=સંભાળી રાખવા.
દરરોજ=હંમેશાં.

## પાઠ ૩ જો.

વરસ=વર્ષ, બાર માસ
ઋતુ=રત, મોસમ (શિયાળો ઉનાળો, ને ચોમાસું).
શ્રાવણ=ચોમાસાનો બીજો મહીનો.
વસ્ત્ર=લુગડાં, કપડાં.

દીવાળી=વરસનો છેલ્લો દિવસ. આસો વદી અમાસ, દિપોત્સવી.
તહેવાર=પર્વ, ટાણું, સારો આનંદનો દહાડો.
મહીનો=માસ, ત્રીસ દિવસ.
યાદ છે=સાંભરે છે.
ઉતરાણ=મકરસંક્રાંતી. પોષ માસમાં આવે છે.
રત=ઋતુ, મોસમ.
હોળી=હુતાશની. ફાગણ સુદી ૧૫ નો દિવસ.
સુદ=અજવાળીઉં, પહેલું પખવાડીઉં.
પુનમ=સુદનો પંદરમો દિવસ.
વદ=અંધારીયું બીજું પખવાડીઉં.
પખવાડીઉ=પંદર દિવસ, અડધો મહીનો.
અમાસ=વદનો પંદરમો દિવસ.
તિથિ=તથ, દહાડો.
લેખે=ગણતરીએ.
તાપ=ગરમી.
ઝીણાં=પાતળાં.
ચોમાસુ=વરસાદની મોસમ.
ઝાડપાન=ઝાડ અને પાંદડાં.
ખુબ=બહુજ.
ખીલે છે=તાજાં થાય છે.
બળેવ=શ્રાવણ સુદિ પુનમનો દિવસ એ દિવસે બ્રાહ્મણો જનોઇઓ બદલેછે. અને રાખડીઓ બાંધેછે.
દશેરા=વિજયાદશમી; આસો સુદિ દશમનો દિવસ તે દિવસે લોકો લક્ષ્મી પુજન કરે છે.
ઠીક=બરાબર.
પર્વ=તહેવાર.

## પાઠ ૪ થો.

ગોકળઆઠમ=જન્માષ્ટમી, શ્રાવણ વદી આઠમ.
મેળો=મેળાવડો, જ્યાં ઘણાં માણસો એકઠાં થાય છે તે.
વખત=વેળા, સમય ટાઇમ.
કડકડતાં=ખડખડ, અવાજ કરતાં.
કપડાં=લુગડાં.
ભાઇબંધ=મિત્ર, દોસ્ત.
એકઠાં=ભેગાં.
બજારમાં=ચૌટામાં.
ઠઠ=ભીડ, ગીર્દી.
જોરથી=બળથી.
વછુટા=જુદા.
બેઉ તરફ=બંન્ને બાજુ.
હારબંધ=સીધી લાઇનમાં.
દુકાન=હાટ.
કંસારા=ત્રાંબા, પિતલનાં વાસણો બનાવનારા, તથા વેચનારા.
જુદી જુદી જાતનાં=તરેહ તરેહનાં, ભાતભાતનાં.
સુખડીઆ=મીઠાઈ વેચનારા કંદોઈ.
હાટ=દુકાન.
મિઠાઇ=બરફી, જલેબી, પેંડા વિગેરે પકવાન.
ખડકેલી=ગોઠવી મુકેલી

ખરાદી=સંઘાડીઆ.
લક્કડ સામાન=લાકડાની ચીજો,
પલંગ=ઊંચા પાયાનો, છત્રીવાળો ખાટલો.
કોચ=આરામ ખુરશી.
પુષ્કળ=ઘણું, બહુ.
કાપડીઆ=કાપડ વેચનારા.
ભાત ભાતનું=જાત જાતનું.
સુતરાઉ=સુતરનું.
રેશમી=રેશમનું.
સરયા=અત્તર જેવાં સુગંધીદાર તેલ વેચનારા.
બહેક બહેક=મઘમઘાટ.
આરસા=તખતા, આયના, આભલાં, દર્પણ.
લીલો મેવો=નારંગી, સફરજન, દાડમ, દ્રાક્ષ, સંતરાં, રાસફળ વિગેરે.
ચોગાન=ખુલ્લી જગા, મેદાન.
મદારી=ખેલાડી, રીંછ, માંકડાં વિગેરે રમાડી ગુજરાન ચલાવનાર.
ખેલ=રમત.
સવારો=ઘોડા ઉપર ફરનારા સિપાઇઓ.
રાજી રાજી=ખુશી ખુશી.
ગીત=ગાયન, ગાણું.
હરખ=આનંદ.

પાઠ ૫ મો.

નઠારા=નબળા, ખરાબ.

સોબત=દોસ્તી, સંગત.
સજ્જડ=સખત, મજબુત.
વાડી=જે ખેતરમાં કુવાના પાણીથી ફળ, ફુલ, અનાજ વગેરે પકવવામાં આવે છે તે.
મઝા=ગમ્મત, આનંદ.
શેખી=ડોળ, પતરાજી.
પારકાં=પરનાં, બીજાનાં.
આખરે=છેવટે.
સમજાવીને=ફોસલાવીને.
ઝાંપો=ગામ કે વાડીમાં જવા આવવાનો રસ્તો.
ખાસાં=મજાનાં.
નિશાન=ઘા, એંધાણ.
તાકીને=ધારીને.
સરસ=સારાં.
ઘાટ=દાવ, લાગ, આકાર.
રાસ=દોરડું.
પછવાડેથી=પાછળથી.
રખવાળ=ચોકી કરનાર.
ઝપાટો=સપાટો, ઘા.
લગાવ્યો=માર્યો.
અથડાયું=અટકાયું, ટિચાયું.
ચક્કી=મુર્છા, તમ્મર.
ભોંય=જમીન.
ખુંદાખા=ચગદાઇ.
લપડાકો=ધોલો, લપ્પડો.
લોહી લુહાણુ=લોહી, લોહીવાળુ.
બચ્યો=રહી ગયો.
ચોડી દાઢી=મારી દીધી.

ફળ=પરિણામ.
સોબત તેવી અસર=જેવી ભાઈબંધી કરીએ તેવા થઈએ.

પાઠ ૬ ઠો.

ખાતાં પીતાં હતાં=પૈસે ટકે સુખી હતાં.
મોટી વયે=મોટી ઉમ્મરે.
હરખ=આનંદ, ખુશાલી.
પાર=અંત, છેડો.
વધાઈ=સારી ખબર, વધામણી.
પુત્રનાં=છોકરાનાં.
ઓવારણાં=દુ:ખડાં.
ફોઈપગલું=ફોઈબાએ પહેરાવેલું સોનાનું ઘરેણું.
લાડકવાયો=લાડીલો, મોજીલો, મોજ શોખમાં ઉછરેલો.
ભેટ=ઇનામ, બક્ષીસ.
લાડમાં=મોજમાં, શોખમાં.
ઉછરવાથી=મોટા થવાથી.
કુટેવ=ખરાબ આદતો.
પોળમાં=શેરીમાં, મેહલ્લામાં.
સોબત=ભાઈબંધી,
અટકચાળા=અડપલાં.
લડાઈ=કલેશ. તકરાર, કજીઓ, ટંટો
વિચાર્યું=ધાર્યું, નક્કી કર્યું.
ઇલાજ=ઉપાય, રસ્તો.
વંઠી જશે=વહી જશે, બગડી જશે.
સીધું ચાલવું=નિયમસર વર્તવું.
ગમ્યું=પસંદ પડયું, ધ્યાનમાં આવ્યું.
શેરી=પોળ, મહેલ્લા, પોળોનો જથો.
ચૌટામાં=બજારમાં.
રઝળતો=રખડતો.
ટોળું=જુથ, ઘણા માણસ એકઠાં થાય તે.
મસ્તીમાં=તોફાનમાં.
લાતાલાતી=સામાસામી પગની પાટુઓ મારવી તે.
તંમર=મુર્છા.
ભેંકડો તાણતો=બુમો પાડતો.
હાડ વૈદ=ઉતરી ગયેલાં હાડકાં એસાડી આપનાર વૈદ્ય.
ખદખદતો=ઉનો ઉનો, સડસડતો.
લેપ=ખરડ.
ઓસડ=દવા.
વલે=દશા, હાલત.
ખોડ=ટેવ, આદત.
શિખામણ=બોધ, ઉપદેશ.
સુધરી ગયો=સારો થયો, ડાહ્યો બની ગયો

પાઠ ૭ મો.

જકી=હઠીલું.
રબારી=ભરવાડ, ગાયો, ભેંસો, બકરાં, ઘેટાં ચારનાર અને પાળનાર.
વાછરડાં=ગાયના બચ્ચાં.
પાડાં=ભેંસનાં બચ્ચાં.
લવારાં=બકરીનાં બચ્ચાં.
ગાડરાં=ઘેટાનાં બચ્ચાં.
ચારો=ઘાસ.

નીરતો=નાખતો.
ઓસડવસડ=દવા કરવી તે.
ખપે=ખપે.
તાજો ચારો=તરતનું ઉગેલું લીલું નવું ઘાસ.
ઓકે=ગામમાં કે ગામના પાધરમાં ઢોરને બેસવા માટે નક્કી કરી રાખેલી જગા.
લૂંફમાં=ગરમીમાં.
જતન=રક્ષણ, સંભાળ.
ગણાતો=મનાતો.
ઊચી=વસુકી, દુધ આપતી બંધ થાય છે તે.
ભાગે=અરધા હિસ્સાથી.
વિઆય=બચ્ચાં અવતરે.
ધણી=માલિક.
સાચવણ=જાળવણ.
તકરાર=કજીઓ.
ચાકરી=બરદાસ, સંભાળ.
શિકારી=શિકાર કરનાર હિંસક પ્રાણીઓ.
જાળવવા=સાચવવા.
મોજમાં=આનંદમાં
અભાગીઉં=કમનસીબ અકર્મી.

પાઠ ૮ મો.

કેદ=તુરંગ, જેલખાનું, બંદીખાનું.
ગોંધતો=પુરી રાખતો.
ચેન=સુખ, નિરાંત.
બંદીખાનામાં=કેદમાં.
પાધર=ગામ બહારનું છુટું મેદાન.
ચાંદની=સુદની અજવાળી રાત્રિ.
ખેલવું=રમવું.
ઠરેલ=અનુભવી.
નાદાન=મુર્ખ, ગાંડું.
સંભાળ=બરદાસ, ચાકરી, તપાસ.
સપડાઇ=પકડાઈ.
જક=હઠ.
લાગ=દાવ.
સટકી ગયું=નાસી ગયું.
આનંદે=હોંશથી.
કોતરમાંથી=ગુફા, બખોલમાંથી.
વરૂ=નહાર, કુતરાની જાતનું જંગલી પ્રાણી.
તરાપ=થેકડો, કુદકો.
બોડમાં=ગુફામાં, બખોલમાં પોતાને રહેવાના ઠેકાણામાં.
તાજું=તરતનું, નવું.
કમોતે=ખરાબ મોતે.

પાઠ ૯ મો.

રિસાળ=વારંવાર રીસ ચઢાવે તે.
મુદ્દલ=જરા પણ, બીલકુલ.
સહેજ=જરીક બાબતમાં.
છેડો=અંત, પાર.
ભાગ્યે=જવલ્લે, કોઇક.
આડોશીપાડોશી=આજુબાજુના ઘરમાં રહેનારા.

ભાઇભાંડું=ભાઇ, બેન, સગાંઓ વિગેરે.
કંસાર=લાપશી.
જમણ=જમવાનું.
પચવામાં=પચી જવામાં, હજમ થવામાં.
ચીસ=બુમ.
રોવાની=રડવાની.
ટેવ=આદત.
નકામો=અમથો, ફોગટ.
ઢોંગ=ચાળા, પાખંડ.
વદના=પીડા, દુઃખ.
ભોગવવી=વેઠવી, સહેવી.
ખોટું=માઠું, ખરાબ.
પસ્તાયો=દીલગીર થયો, અફસોસ પામ્યો.
નડે=હેરાન કરે, સાલે.
રીસ=ખોટો ગુસ્સો.
તપાસી જોયું=ખાતરી કરી જોઇ.
ઘાલ=માથે મુક, પહેર.
ખુશીથી=રાજી થઇને.
રાજી રાજી=ખુશી ખુશી.

## પાઠ ૧૧ મો.

ચકબિલ્લુ=એક જાતની રમત છે જેને 'મગ માટલી' પણ કહે છે.
વેળા=વખત, સમય.
કચ્છ બીડી=કચ્છ કસી, કછોટા વાળી.
સાથ=ટોળી. બીરૂ.
ઠરાવી=નક્કી કરી.
ગુરૂજી=માસ્તર, મહેતાજી.
ઠરાવ્યા=નક્કી કર્યા.
ગઢ=કિલ્લો.
ગઢ સાથમાં=જેનો ગઢ હોય તેની તરફમાં.
બિલ્લુ=બીરૂ.
સામા સાથમાં=ગઢ ઉપર હુમલો કરનારાઓમાં.
હુમલો=હલ્લો, ઓચાંતા લઢવું તે.
આસપાસ=આજુબાજુ.
વચ્ચે=મધ્યમાં.
બનતાં સુધી=ફાવી શકીએ ત્યાં સુધી.
શરૂ કરી=ચાલતી કરી.
આશરે=અડસટ્ટે, શુમારે.
માન્યો=ધાર્યો.
અંતરે=તફાવતે, છેટે.
ઠાકોર=દરબાર, તાલુકદાર અગર રજપુત રાજા હોય તો તેમને ઠાકોર કહે છે.
સરદાર=સુબો, ઉપરી.
ચક્કર=ગોળ ફુદડી.
ઘુમી=મચી, દોડી.
દાવમાં=લાગમાં, ઘામાં.
પેંતરા=ફલંગો.
ડાબી ગમ=ડાબી બાજુ.
જમણી મેર=જમણી બાજુ.
પૂર જોસથી=પૂરે પૂરા બળથી.

ભુલથાપ=ભૂલ ખવડાવવી, નજર ચુકાવવી તે.
ટપોટપ=એક પછી એક.
બહાદુરી=હોંશીયારી, પરાક્રમ.
દાવ પુરો થયો=રમત થઇ રહી.
શાબાશ=વાહ વાહ.
ઠીક રમ્યા=સારૂ રમ્યા.

## પાઠ ૧૨ મો.

દ્રઢ=ચોક્કસ, ફરે નહિ તેવું.
છુટીની=રજાની.
પીતરાઇ ભાઇ=કાકાનો છોકરો.
માંદો=આજારી, બીમાર.
રંગ જામ્યો હશે=રમુજ આવી હશે, ગમ્મત પડતી હશે.
પરમ દીવસે=આજથી ત્રીજે દહાડે
વચન આપેલું મોઢેથી કહેલું.
થોભ=અટક, ઉભો રહે.
ખાતરી=સાબીતી.
લાચાર=નીરૂપાય દીલગીર.
સુનુ=ખાલી માણુસ વગરનું.
રસ્તો=માર્ગ, ઉપાય.
પીડા=પંચાત.
મરજી=ઇચ્છા, ખુશી.
ખરો મીત્ર=સાચો દોસ્ત.
ડગવા=હઠવા, પાછું ફરવા.

## પાઠ ૧૩ મો.

મધમાખી=મધ બનાવનાર માંખ.
સ્વાદે=ભાવે. હોંસે.
ગણગણતી='ગું-ગું' અવાજ કરતી.
કુટુંબનાં=વંશનાં, સગાઇનાં.
મીઠું મીઠું=સ્વાદીષ્ટ.
છંછેડે=ખીજવે, ચીડવે.
ડંખીએ=કરડીએ, ચટકા ભરીએ, ડંખ મારીએ.
ચાહે છે=ઇચ્છે છે, હેતથી સંભારે છે.
પીઠ=વાંસો, બરડો ને તેની નીચેનો ભાગ.
ચકચકે છે=ચળકે છે.
ઘાટ=આકાર, રૂપ.
સુંદર=સારૂં.
મુલકમાં=દેશમાં.
સોહામણી=શોભીતી, સુંદર.
ફુટડા=રૂપાળા.
ભપકાદાર=રોશી.
કશા=કાઇ પણ.
ઉલટા=સામા, અવળા.
માલમતા=સરસામાન.
કરડી કોરીને=કાપીકોતરીને.
બગાડો છો=ખરાબ કરો છો.
દુભાવો છો=સતાવો છો, હેરાન કરો છો.
નુકસાન=બગાડ.
વલે=દશા, હાલત.
નવાઇ=અજાયબી, અચંબો.
નડીએ=કનડીએ, સતાવીએ.
નડે=કનડે, સતાવે, હેરાન કરે,
ભલું=સારૂં.
બુરૂં=ખોટું.

ડાહ્યા=શાણા, સમજણા.
ઉપયોગમાં=કામમાં.
બગાડ=નુકશાન.
ચાહશે=ઇચ્છશે, સ્નેહ રાખશે.

## પાઠ ૧૪ મો.

મોસાળ=મામાનુ ઘર, માનું પિયેર.
મોળાઇ ભાઇ=મામાના છોકરો.
ધાન્ય=અનાજ.
લીલાં=તાજાં.
ટાઢી થઇ=ઠરી ગઇ, ખુશી થઇ.
અંગેઠી=સગડી, તાપણી.
જુવાર=જાર.
ખુબ=બહુ.
મોજમઝા=મોજશોખ, લીલાલ્હેર.
પુતળાં=રમકડાં.
ભાણાભાઇ=ભાણીઆ, ભાણેજ.
સરખાં=એકજ જાતનાં.
હરખાયો=ખુશી થયો.
તલપી=ટાંપી, ખુશી થઇ.
ઉલટભેર=હોંશ ભેર, આનંદમાં.
ઠેસ=ઠોકર.
ફુટી ગયું=ભાગી ગયું.
પસ્તાયો=દીલગીર થયો.
ભૂલ=ચૂક, કસૂર.
સમજ=બુદ્ધિ, અક્કલ.
હરખથી=આનંદથી.
દાબ્યો=ચાંપ્યો
નક્કામી=ખોટી, નાહક
ઉતાવળ=તાકીદ.

## પાઠ ૧૫ મો.

ઢીંગલી=છોડીઓને રમવાની લુગડાની પુતળી.
તખતો=આયનો, આરસો.
ઝુંટવી લીધો=ખુંચી લીધો.
સરી પડયો=ખસી ગયો, લપસી પડયો.
બરડ=પછાડવાથી ભાગી જાય તેવું
ચીંથરાં=ફાટાં તુટાં લુગડાં.
ખેંચતાણ=ખેંચાખેંચી.
કાયર=હેરાન.
વેળાસર=વખત પ્રમાણે.
શણગારવી=લુગડાં ઘરેણાં પહેરાવવાં તે.
બેનપણીઓ=સહીપણીઓ, સખીઓ, સાહેલીઓ.
ચોટલોવાળી=માથાના વાળ ઓળી ગુંથી.
ફુટી બદામ=ખોટી પાઇ.
ઉપજે=પેદા થાય
સરસ=સારામાં સારૂં.
સહીઅરો=સાહેલીઓ.
ગીત=ગરબા.
વિવાહમાં=લગ્નમાં, પરણાવવામાં
કટ્ટા=શાતરૂતા, સામાંસામી અણબનાવ હોય તે.
સંતાપ=શોક, કાયર કરવું તે.
હળીમળીને=સંપસંપીને સાથે

સામી લઢ્યા વગર.
હેતથી=પ્રીતથી, ખુશીથી.

## પાઠ ૧૬ મો.

બાળ=બાળક.
દર્પણ=આરસો.
પૂર્વ=ઉગમણી દીશા.
ઇચ્છા=મરજી.
રૂપાળા=સુંદર, સારા.
નાનકડા=નાના, નાના.
રડવા=રોવા
ગભરાટ=અકળામણ, ઉચાટ.
મન મનાવવા=ખુશી કરવા.
ભાત ભાતનાં=જુદી જુદી જાતનાં.
તરેહ તરેહનાં=જાત ભાતના.
ફાંફાં=ગોથાં, અમથી મહેનત.
ગણકાર્યું=માન્યું.
સર્વે=બધું.
રોણ=રૂદન, રોવાનું.
જારી રાખ્યું=ચાલતું રાખ્યું.
મહેલ=રાજાનો બંગલો.
ખીજવાયાં=ચીડાયા.
રડપર=રોવા ઉપર.
ગોદમાં=ખોળામાં.
મધુર=મનોહર, મીઠું.
મહારાજા=મોટા રાજા.
પ્રધાન=રાજ્યનો કારભાર કરનાર, દીવાન.
ધીરા=શાંત, ચુપ.

## પાઠ ૧૭ મો.

જોડું=વર અને વહુ.
વિદ્યાર્થી=વિદ્યા ભણનાર.
મુર્ખ=બેવકુફ.
ધણી=વર, પતિ.
ધણીઆણી=વહુ, પત્નિ.
રોજ=હમેશાં.
પરવારી=નવરી થઈ.
ભક્તિ=ભગવાનની સેવા, પ્રાર્થના.
ગુજરાન=ભરણપોષણ.
ઓછું આવવું=લાગણી થતી, દીલગીરી થતી.
વેળાએ વેળાએ=વારંવાર.
આધાર=શ્રદ્ધા, ભરોસો,
તડફડતું=થરથરતું, ધ્રૂજતું.
ઉછરીને=પાળી પોષીને.
મહેર=કૃપા, મહેરબાની.
જન્મ=અવતાર.
ફળ=પરીણામ.
ગુસ્સો=ક્રોધ.
ભાંગી તૂટી=સમજી શકીએ નહિ તેવી.
બોલીમાં=બોલમાં, શબ્દોમાં.
અભાગણી=નઠારા નસીબની, અકર્મી.
વગર વિચાર્યું=વિચાર કર્યા વિનાનું.
પસ્તાય=દીલગીર થાય.
જાન=જીવ, પ્રાણ.
જે વિચાર કર્યા વિનાનું કામ

કરે છે, તે પાછળથી બહુ પ-
સ્તાય છે. એવાં કામથી ઘણાના
જીવ જાય છે. (મરી જાય છે)

## પાઠ ૧૮ મો.

હોશિઆર=ડાહ્યો.
ગાર્ડ=ગાડીના છેલ્લા ડબામાં ગા-
ડીનું રક્ષણ કરનાર માણસ રહે
છે તે.
સ્ટેશન=જ્યાં ગાડી ઉભી રહે, અ-
ને માણસો ચઢે ઉતરે છે તે.
સંદેશો=સમાચાર, ખબર.
ખોડંગતો=લંગડાતો, લુલો.
પાળ્યો=ઉછેર્યો.
માયાળુ=હેતાળ.
હુંફાળું=ગરમીવાળું.
છાપું=વર્તમાન પત્ર.
પસંદ કરી=કબુલ કરી.
ગોઠવણ=જામવાબ, બંદોબસ્ત.
આગ ગાડી=રેલવે.
નીમેલે=નક્કી કરેલે.
દૂરથી=આઘેથી.
ડરતો=બ્હીતો.
ઠરાવ પ્રમાણે=કરાર મુજબ.
કેળવ્યો=ભણાવ્યો.
ઝપાટાબંધ=જલદીથી.
હાંફતો=દમ ખાતો.
ખબરદાર=બહાદૂર.

## પાઠ ૧૯ મો.

રીતસર=નિયમસર.
વારો=વખત, દાવ.
જાતે=પંડે.
ગરીબ=રંક.
તોફાની=મસ્તીખોર.
ખસેડી મુક્યો=કાઢી મુક્યો.
ઢીમણું=શરીરના કોઇ ભાગને કંઇ
વાગવાથી સોજો ચડે છે તે.
છાતીવાળો=હિમતવાન.
વેગળા=છેટા, દૂર.
સાથી=ભીરૂ.
પેટભરી=મનગમતા, બહુજ.
બઝાડીને=વળગાડીને.
પાડ=ગુણ, ઉપકાર, આભાર.

## પાઠ ૨૦ મો.

પાદશાહ=દેશનો મુસલમાન રાજા.
આરબ=અરબસ્તાનદેશનો રહેવાશી.
રૈયત=પ્રજા.
ખંત=કાળજી, લાગણી.
સુબો=મોટા પ્રાંતનો ઉપરી.
ઓહ્દો=અધિકાર, પદવી, સત્તા.
મજબુત=જોરાવર.
દેખાવડો=ખુબસુરત, સુંદર.
મુલકના=દેશના.
દરબારમાં=કચેરીમાં, સભામાં.
નીમણુંક=નક્કી કરી નીમેલી નોકરી.
હુકમ=રજા, મંજુરી.
શાહજાદા=પાદશાહના છોકરા.
શાહજાદી=પાદશાહની છોકરીઓ.
ચીતરામણ=છબીઓ.

તહેનાતમાં=હજુરમાં.
છોકરવાદી=છોકરાં સાથે રમવાની નાદાની.
ધારેલું=ઇચ્છેલું
ફરમાવશો=કહેશો
સમજુતી સૂચના, શીખામણ.
અરજ=વિનંતી
નામદાર=( રાજા અગર એવા ભારે પદવીના માણસોની સાથે વાત કરતાં નામદાર, ખુદાવંત વિગેરે શબ્દો વપરાય છે.
લાડમાં=પૂર હોંશમાં.
ફરજંદો=બાળકો, છોકરાં.
ઉછરે છે=મોટાં થાય છે.
અલ્લા=ખુદા, પરમેશ્વર.
ખેલતો=રમતો.
ગુનો=વાંક.
માફ=ક્ષમા.
દીલમાં=મનમાં.
વહાલ=પ્રીતિ.
બલાઇ=ફેરવાઇ.
કઠણહૈયાનો=નિર્દય મનનો.
રદ કરૂં છું=કાઢી નાખું છું.

પાઠ. ૨૧ મો.

લંગડો=લૂલો, પગ ભાંગેલો.
ટેકરીઓ=ખાડા, ટેકરા.
ફેંકે=નાંખે, પછાડે.
ભોંયમાં=જમીનમાં.
ગભરાયો=અકળાયો. મુંઝાયો.
આસપાસ=આજુબાજુ.
પક્ષી=ચાંચ ને પાંખવાળાં પ્રાણી—પંખી.
માળા=પંખીના ઘર.
કોહવાં=શિયાળવાં.
ખોંખારો=અવાજ.
આડે રસ્તે=અવળે માર્ગે
દુઆ દઇશ=આશીષ આપીશ.
મદદ=સહાય.
બાજુ=તરફ, દિશા.
ધોરી રસ્તાપર=મોટા રસ્તાપર, રાજ માર્ગપર.
લાભ=ફાયદો.

પાઠ ૨૨ મો.

પડછાયો=ઓળો.
ભાગોળ=પાધર.
થોભીશ=ઉભો રહીશ, અડકીશ.
સામે પાર=સામી બાજુએ, સામી તીરે.
પૂલ=નદીની એક તીરેથી બીજી તીરે જવાને બાંધેલો રસ્તો.
થાક=વિસામો.
અદેખો=ઝેરીલો, ઇર્ષાવાળો.
લોભી=સંતોષ વગરનો.
તળીએ=તળે, નીચે.
ભોં ભોં કરતો=ભસતો, ભસતો.
ખોળ=શોધ, તપાસ.
દાનત=ઇચ્છા, વૃત્તિ.
ગુમાવ્યું=ખોઇ નાખ્યું.
તાકે=ધારે, ઇચ્છે.

### પાઠ ૨૩ મો.

ઠગ=ઠગારા, ચોર.
અસલના=પહેલાંના.
ખરીદ કર્યું=વેચાતું લીધું
વાટમાં=રસ્તામાં.
પડાવી લેવા=ફોસલાવી લેવા.
અચરજ=નવાઇ, અચંબો.
હડખાયલો=હડખવા લાગેલો
ગણકારતાં=મનમાં લેતાં, દરકાર કરતાં
રખે=કદાચ.
દરકાર=પરવા, તેમાં.
ઠાવકું=શાણું, ઠેકાણે રાખી.
ભલાને માટે=સારા વાસ્તે.
શિકારી=પારધી, શિકાર કરનાર.
વગર મોતે=મોત વિના.
ખામી=ભૂલ, કસુર.
ખુલ્લું=ઉઘાડું.
ભરોસો=વિશ્વાસ.

### પાઠ ૨૪ મો.

ચોરી=કોઇ પણ ચીજ છાનીમાની લઇ જવી તે.
ગોળમટોળ=ગોળ ગોળ.
ચળકતો=ઝળકતો.
ચટાપટા=આડા અવળા લીસોટા.
છાનોમાનો=ચુપ ચુપ કોઇને પુછ્યા વગર.
રૂપાળો=સુંદર, શોભીતો.
છીનવી=ઝુંટવી, પડાવી.
ખોટું=ગેરવ્યાજબી.
સજા=શિક્ષા.
ભૂલીશ=વીસરીશ.

### પાઠ ૨૬ મો.

છૈયે છોકરે=બાળ બચ્ચાંથી.
ભરપૂર=પૂરો, ભરેલો.
હાલત=સ્થિતી, દશા.
માલમ પડે=જણાઇ આવે.
ખુબસુરત=શોભીતો.
ઉમદા=સારી જાતનો.
હેત=પ્રીતિ, માયા.
દેશાવરથી=પરદેશથી.
પસંદ કીધો=નક્કી કર્યો.
વહાલ=પ્યાર.
કપરા=આકરા, સખત.
લાચાર=નિરૂપાય, દીલગીર.
મૂલ=કિંમત.
ઠરાવ=સરત, કબુલાત.
મન માને નહિ=ગમે નહિ.
હૈયું=દીલ, મન.
પંપાળતાં=હાથ ફેરવતાં.
ચાકરી=બરદાસ.
પરવડે=પાલવે, છાજે.

### પાઠ ૨૭ મો.

સાબર=એક જાતનું ભારે શીંગડાવાળું જંગલી પશુ.
ચોકખા=સ્વચ્છ, નિર્મળ.
ઝરો=ઝરણું, વ્હેળો
પડછાયો=ઓળો.

ભરાવ=જમાવ.
નારાજ=નાખુશ.
બડબડવા=બોલવા.
લજવ્યું=સરમાવ્યું.
સુંદર=રૂપાળું.
ફટડા=રૂપાળા, સુંદર.
વિચાર=મનસુબા, તરંગ.
ચમકી ઉઠયું=ભય પામી ગયું.
છલંગ=ફલંગ.
ઝટવારમાં=જરાવારમાં.
પારધીઓ=શીકારીઓ.
ચોપાસ=ચારે બાજુ.
ફેલાયલી=પથરાએલી.
ખેંચતાણ=ખેંચાખેંચ.
વખોડતું=અપખોડતું, નીંદતું.
સંકટમાંથી=દુ:ખમાંથી.
બચાવ્યું=રક્ષા કરી.
મોહી પડયું=મોહ પામ્યું, લોભાયું.
ફસાવી દીધું=પકડાવી દીધું.
વખોડવી=નીંદવી.
વખાણવી=સારી કહેવી, વખાણ કરવાં.

પાઠ ૨૮ મો.

નકલ=દેખાદેખી, જોઇ જોઇને કરવું તે.
ઇચ્છા=મરજી.
ગભરાયું=મુંઝાયું.
આખરે=છેવટે.
રંગરેજ=લુગડાં રંગનાર, રંગનારા. ખાત્રી લોકો.
જરદીનું પાણી=જરદા જેવા રંગનું પાણી.
ગભરાટથી=ભયથી, બીકથી.
પાસ=ડાઘો, અસર.
બીકનુ માર્યું=ભય પામીને.
જંગલમાં=વનમાં.
ડરે છે=બીએ છે.
ભેગા=એકઠા.
પ્રધાનનું=દિવાનનું, રાજકારભારીનું.
ચોકી=રક્ષણ કરવાનું.
ચટાપટા=આડાઅવળા લીટા.
દીલ=શરીર.
કોઢ=લુહારને લોઢાનું કામ કરવાનું મકાન.
ધગધગતા=લાલ ચોળ, ઉનાઉના.
બુરા=નઠારા.
હાલ=અવસ્થા, દશા, હાલત.

પાઠ ૨૯ મો.

લગ્ન=વિવાહ.
વરો=જમણવાર.
સામાન=ચીજો.
પિએર=વહુના બાપનું ઘર-વરનું સાસરૂ.
ટાંકણે=ટાણે, સમયે.
હેતથી=પ્યારથી, વ્હાલથી.
મેળાપ=મુલાકાત.
ચડભડી=ક્રોધે ભરાઇ, ગુસ્સે થઇ;

નડવા=હેરાન કરવા, વિતાડવા, કનડવા.
લેખવે છે=ગણે છે.
મોંઘે ભાવે=ભારે કીંમતથી.
ખપ=ઉપયોગ, કામ.
શેખી=પતરાજી, બડાઇ.
રડયું ખડયું=કોઇકજ.
ભાવ=કીંમત.
દાદીમા=માની મા.
ભારેખમ=મોંઘા.
માન=આબરૂ.
સૌકોઇ=સર્વે, બધાં.

પાઠ ૩૦ મો.

આપકર્મી=પોતાની જાતે પૈસા કમી ગુજરાન ચલાવે તેવા, બહાદુર.
બાપ કર્મી=બાપના પેદા કરેલા પૈસાથી પોતાનુ ગુજરાન ચલાવે તે, બાપનો ઓશિઆળો.
કુંવર=કુમાર, છોકરો.
રાજપાટ=તમામ રાજ.
તીર્થમાં=જાત્રાના પવિત્ર સ્થળમાં.
વતન=ગામ.
દેશમાં=મુલકમાં.
દશેરા=આસો સુદિ પુનેમનો સમી પૂજન કરવાનો દિવસ.
મેદાનમાં=જંગલમાં.
ઓચીંતી=અચાનક, એકદમ.
તરાપ=ઠેકડો, ઝાપટ.
ઠેકાવી=કુદાવી.
સેના=ફોજ, લશ્કર.
ઉપરી=માલીક, અધિકારી.
એક સમે=એક વખતે.
હિંમત=ધૈર્ય, હામ.
લુણ=નીમક, અનાજ.
ફતેહ=જય વિજય.
દહેરામાં=દેવળમાં, મંદીરમાં.
પ્રાર્થના=સ્તુતિ, વિનંતી.
નિશાન=રાજચિન્હની ધજાઓ, વાવટાઓ, નેજાંઓ.
ફોજ=દળ, લશ્કર.
તક=દાવ, લાગ.
નાસભાગ=નાસાનાસ.
કુંવરી=કુંવારી છોડી.
ગળામાં=કંઠમાં.
વરમાળ=વરને પહેરવાની માળા.
પહેરામણી=કન્યાના લગ્ન વખતે આપવાની ભેટ.
સરદાર=લશ્કરને મોખરે રહી લડનાર, કેપ્ટન.

પાઠ ૩૧ મો.

નરકનું=ખાજીનું.
ખસી જવું=ઓછું થવું, જતું રહેવું.
લીલો=નવો ઉગેલો, તાજો.
ચર્યો=ઘાસ ખાધુ.
તાજો=શરીરે લઠ્ઠ.
લ્હેર=મજા.
ખાઓચીઆમાં=ખાડામાં.

ચગદાઈ=છુંદાઇ, કચરાઇ.
મોટો જીવ=મોટું પ્રાણી.
ચઢાઉ=ફુલણજી.
ફુલાવ્યું=શ્વાસ લઇને ઉંચું કર્યું.
મહેનત=શ્રમ.
વેઠે છે=ખમે છે.
ગુસ્સે=ક્રોધે.
મમતે=હઠે.
ગજા ઉપરાંત=શક્તિથી વધારે.
જીવ ગયો=મરી ગઇ.

### પાઠ ૩૨ મો.

કપડાં=લુગડાં.
વિષે=સંબંધે.
મહેતાજી=માસ્તર, શિક્ષક.
સવારમાં=પ્રભાતમાં.
નઠારાં=મેલાં, ગંદાં.
લપસી=ખશી.
ઉપકારનું=દયાનું, ભલું.
ધ્રૂજતો=થરથરતો.
ખાદીનાં=ગજીનાં.
ગુરૂજી=માસ્તર સાહેબ.
મલમલ=પાતળું કપડું.
બફારો=ઘામ, પસીનો.
સાહુકાર–પૈસાદાર, શ્રીમંત, ગૃહસ્થ
વાંક=કસૂર, ગુનો.
વર્ગમાં=ક્લાસમાં.
બેદરકાર=ચિંતા વગરનો, કાળજી વગર.
લાભ=ફાયદો.
રોગો=દરદો.
બોરીઆ=બટન.
જાતે=પોતાની મેળે.

### પાઠ ૩૩ મો.

આંખ=નેત્ર, ચક્ષુ, નયન.
ઉપયોગ=વ્યવહાર, કામ.
ધંધો રોજગાર=હુન્નર, ઉદ્યોગ કામકાજ.
દેશાવર=પરદેશ.
ડરવા=બીહવા.
સ્ત્રી=બાઇડી.
ખાતરી=સાબીતિ.
પાડોશમાં=નજીકમાં, પાસે.
કોટ=ચારો.
ઢંકાએલાં=દબાયલાં.
દોરીને=ખેંચીને.
બાજુપર=અડખે પડખે.
અંગુઠીઆં=બૈરીઓને પગને અંગુઠે પહેરવાની રૂપાની વીંટીઓ.
જોટવાં=અંગુઠા તથા તેની નજીકની આંગળીએ પહેરવાના રૂપાના કરડા.
વેહેળા=ઝરણ, નાની નદી.
ધોબી=રજક. કપડાં ધોનાર
સીલા=શિલાઓ, પત્થરની છાટો.
ધોબણ=ધોબીની વહુ.
રાજમાર્ગ=સરીઆમ રસ્તો.
ઢુંકડું=નજીક, પાસે.
વસ્યા=રહ્યા.

ખંતીલા=હોંસીલા, ઉમંગી.
પુષ્કળ=ઘણા, બહુ.
મેળવ્યા=પેદા કર્યા.

---

## બીજો ભાગ.

### પાઠ ૩૬ મો.

દિશાઓ=બાજુઓ.
ટેકરા=જમીનથી જે ભાગ વધીને ઉચો થયો હોય તે, ડુંગરા.
સુરજ=સૂર્ય, રવી
ઉગમણી=પૂર્વ
આથમણી=પશ્ચિમ.
બપોરે=મધ્યાન્હે, બાર વાગે.
છેકજ=તદ્દન.
કસરતશાળા=કસરત કરવાની જગા.
આથમેછે=દેખાતો બંધ થઈ જાયછે.
ઓળો=પડછાયો.
હરેકાઈ=કાપપણુ.
વસ્તુ=ચીજ.
ઓળખતી=પારખતી.
કઠણ=મુશ્કેલ.
પીઠ=બરડો, વાંસો.

### પાઠ ૩૭ મો.

નકશો=નમુનો
માપ=કદ, આકાર.
ભાન=સમજણ.
માપ પ્રમાણે=ઘાટ મુજબ
મથાળે=માથા ઉપર.
રસ્તો=માર્ગ, ઉપાય.
મધ્યમાં=વચમાં.
બેઠકો=બેસવાની જગાઓ.
ગેલેરી=લાકડાની બનાવેલી પગથી, આ જેવી બેઠક.
ઠીક=સારૂં, બરાબર.

### પાઠ ૩૮ મો.

આણી=લાવ્યો.
આગગાડી=રેલવે ગાડી.
સ્ટેશન=જ્યાં આગગાડી ઉભી રહે અને માણસો ચઢે ઉતરે તે જગા.
બમણી=બેગણી.
કાઢ=ખેંચ, મૂક.
અડકેલાં=અડેલાં.
નિશાન=ચિન્હ.
વહેછે=જાયછે.
ઓળંગી=વટી, થઈ.
સમજ=ખબર, માલમ.
સથક=સ્થાનક.
ગોચર=ગાયોને ચરવા માટે બીન ખેડેલાં ખેતર.
મેળવીએ=સરખાવીએ.

### પાઠ ૩૯ મો.

સહેલ=મજા, ગમ્મત.
વર્ગ=ક્લાસ.
વગડામાં=વનમાં, જંગલમાં.
પોપડો=ઢોર ચરવાની જગા, ચરો.
આંબાવાડી=આંબાના ખેતર.
ઢાળ=ઢોળાવ.

આસપાસનો=આજુબાજુનો.
સુંદર=સારો
ઇશાન—પૂર્વ ને ઉત્તર દિશા વચ્ચે-
નો ખુણો.
ધજા—વાવટો.
કાંઠા—કિનારા, આરા.
ભાઠું—નદી કિનારાપરની ખેડવા-
લાયક જમીન.
વહેણ—પાણીનું વહેવું.
ચાલાક—હોશીયાર.
આ પાર—આ કિનારે.
પેલે પાર—સામે કિનારે.
પાળે પાળે—કાંઠે કાંઠે.
ક્યારડા—જમીનના થોડા ઉંડા અને
ચોરસ ખાડા.
સુગમ—સહેલું.
મસ—ઘણું, બહુ.

### પાઠ ૪૦ મો.

અધિકારીઓ—અમલદારો, ઉપરીઓ
વાળુ—રાતનું ખાવાનું.
સધડી—તાપણી
રોજ રોજ—હમેશ હમેશ.
ચૉરો—ગામના મુખી, તલાટી અને
સરકારી માણસોને કામકાજ કર-
વા માટે નક્કી કરેલું મકાન.
મુખી—પોલીસ પટેલ, ગામડાનો મુ-
ખ્ય માણસ.
બંદોબસ્ત—તજવીજ, ગોઠવણ.
હવાલદાર—મુખી અને તલાટીના
હાથ નીચે સરકારી કામ કર-
નાર માણસ.
હુકમ—આજ્ઞા, ઓડર.
મામલતદાર—તાલુકાની દેખરેખ રા-
ખનાર અધિકારી.
ભરણું—જમીનની વિઘોટી વિગેરેના
રૂપીયા.
રાવણીઓ—જીતીદાર, ચોકીદાર.
તાલુકો—પચાસ કે તેથી વત્તાં ઓ-
છાં ગામનો નક્કી કરેલો જથ્થો.
તલાટી—ગામનું જમીન મહેસુલ
ઉઘરાવનાર માણસ.
હુંડી—રૂપિયા મળવાની ચીઠી, મનિ-
ઓરડર.
ટપાલી—ટપાલના કાગળો વહેંચનાર
પોસ્ટમેન.
ગેરહાજર—હાજર ન રહેવું તે.
માંદા—આજારી, બીમાર.
દાક્તર—દવા કરનાર.
તપાસે છે—જુએ છે.

## બીજી ચોપડી ભાગ ૩ જો.

### પાઠ ૪૧ મો.

સવાર—પ્રભાત, પ્રાતઃકાળ.
સાંજ—સંધ્યાકાળ, રાત્રિ.
વનસ્પતિ—ઝાડ, પાંદડાં, ઘાસ વિગેરે.
આકાશ—વાદળ, આસમાન.
પથરાઈ—છવાઇ, ફેલાઇ.
કોરો—બાજુઓ.

અંગારા—આહારા, દેવતા.
અજવાળું—ઉજાશ, પ્રકાશ.
ધંધે—કામકાજે.
વાળીઝાડી—કચરો પુંજો કાઢી નાખી.
સાફ—ચોખ્ખી.
માલ—ચીજો, વસ્તુઓ.
ગોઠવે છે—ખડકે છે, મુકે છે.
પક્ષીઓ—પંખીઓ.
કલોલ—આનંદ.
ખોરાક—ખાવાનું.
તાજી—નવી ઉગેલી, લીલી.
ખીલતીસ—ફુલતી, ખુલતી.
લહેર—સપાટો.
જન—માણસ.
જનાવર—જાનવર, જીવજંતુ.
આખરે—છેવટે.
આથમે છે—અસ્ત થાયછે.
નરમ—ધીમો, ઓછો
ચોતરફ—ચારે બાજુ.
ઘોંઘાટ—ઘુમાટ, કલકલાટ.

પાઠ ૪૨ મો.

હવા—ધીમે ધીમે વાતો પવન.
પવન—જોરથી ફૂંકાતી હવા.
ફુંકાય છે—વાય છે.
ફેર—તફાવત, જુદાઈ.
સમજ—સમજણ, માતીતિ.
ગુંગળાઈ—અકળાઈ, મુંઝાઈ.
ઝાડપાન—ઝાડો અને પાંદડા.
ઝપાટો—આંચકો.
તોફાન—ઘણો પવન વાય ત્યારે થતું નુકસાન.
ઉથલી પડયાં—નીકળી પડયાં.
આગ—અગ્નિ, લાય.
ફેલાઇ—ચારે તરફ ફરીવળી.
ફળીઉં—શેરી, મહેલ્લા.
ખચત—કિગરત.
ઘસડી—ખેંચી.
ધાન્ય—અનાજ.
પાકે—પેદા થાય.
વાસ—સુગંધી.
અકળામણ—અમૂઝણુ.
આપનો—કામનો.

પાઠ ૪૩ મો.

નિર્દય—દયા વગરનો.
મૂલ—કિંમત.
પોચી—નરમ.
સહેલાઇથી—સરળતાથી.
ચુરો—ભુકો.
કણ—કણીઓ.
સેકાઉં છું—ગરમ થાઉં છું.
પીગળતો—ઓગળતો.
ભઠ્ઠી—નીભાડો.
કઠણ—સખત, મજબુત.
ઝાંખો—મેલાશ પડતો.
કોલ—કેળવેલો ચુનો.
કહાણી—કથની, કથા.
જન્મ—અવતાર.
દરીઆના—સમુદ્રના.

તળીઆપર—દરીઆના પાણીની અં-
દરની જમીનપર.
બારીક—ઝીણું.
જંતુઓ—જીવડાંઓ.
વેહ—કાણાં.
છિદ્રો—કાણાં.
આથો—દર.
થર—પડ.
ચાંસવા—જમીન ખોદનારા માણસો.
ભોંયમાંથી—જમીનમાંથી.
બહાર ગામ—બીજે ગામ.
હકીકત—વર્ણન, વાત.

પાઠ ૪૪ મો.

પુષ્કળ—ઘણું, બહુજ
કંસારા—તાંબા પિતળનાં વાસણો
બનાવનાર ને વેચનાર.
ટીપે છે—ઘડે છે.
અવાજ—નાદ, સ્વર.
ભેળ—ભેગ.
ગાળીને—રસ કરીને, ઓગાળીને.
ચંબુ—શિરોઇ.
નાળચાં—નળીઓ.
માંજીએ—ઊટકીએ, ઘસીએ.
બાઝેલો—જામેલો. વળગેલો.
કાટ—તાંબા પિત્તળનાં વાસણો ઉ-
પર લીલા રંગનો થર બાઝે છે તે.
ઝેરી—ઝેરવાળો.
જડે છે—હાથ લાગે છે.
સિવાય—વિના.

સિક્કા—ચલણી નાણું—રૂપીઆ, પા-
વલી, પૈસા વિગેરે.
ટંકશાળ—સિક્કા બનાવવાની જગા.

પાઠ ૪૫ મો.

ઇનામ—ભેટ, બક્ષીસ.
ધાતુ—ખાણમાંથી સોનું, ત્રાંબુ, લો-
ઢું વિગેરે નીકળે છે તે.
વર્ગમાંના—ક્લાસના.
ખાણ—ઘણો ઊંડો ખાડો કે જે-
માંથી ધાતુઓ નીકળે છે તે.
મેળવણી—મેળવવું તે.
ઓગળી—પીગળી.
કઠણ—સખત, મજબુત.
મજાગરાં—અડવાં, નદમાદાનાં ચાપડાં.
કટાય છે—કાટ ચડે છે.
ચડાવી—દેવરાવી.
જલદી—ઝટ, તુરત.
કટાતું—કાટ ચડતો.
માંજેલાં—ઊટકેલાં, ઉજવાળેલાં.
સસ્તું—સોંઘું. ઓછી કિમતનું.

પાઠ ૪૬ મો.

કુણું—કુણું, તાજું.
વર્ગ છોડતી વેળાએ—રજા આપતી
વખતે.
બજાર—ચૌટું.
ચરામાં—ઢોરને ચરવાની જગામાં.
છાવામાં—ઢાંકવામાં.
તદન—બીલકુલ.
ધારવાળી—પાનાવાળી, અણીદાર.

કોર—બાજુ.
દાભ—દર્ભ, દાભડો.
નકામું—નિરૂપયોગી—કામ વિનાનું.
ચરાઉ—ચરનારાં.
ગંજી—ઢગલો.
ગડી—ગાંઠ.
સુગંધ—સારી વાસ, ખુશબો.
ખુજલી—ચળ આવવાથી ફોલ્લીઓ થાય છે તે ખસ.
અત્તર—સુગંધીદાર તેલ.
જડ—મૂળ.
ઉપલોણુ—ઉપરની બાજુ.
પાણી વાટમાં—પાણી જવાના રસ્તા ઉપર.
ચમરી—છોડ ઉપરની પાંદડી.
સુંવાળી—લીસી.
વાટ—રસ્તો.
પડા—થોકડા.
મૂંજ—સરકટની પાંદડીમાંથી બનાવેલી દોરી.

પાઠ ૪૭ મો.

ગુચ્છો—જથો.
એનીમેળે—પોતાની જાતે.
વાવવા—રોપવા.
સાંઠા—બાજરી કે જારનો લાંબો ને ગળ્યો સોટો.
પરાળ—ડાંગરનું ઘાસ.
બાઝેલી—ચોટેલી.
સળંગ—આખી.
કાતળી—પેર, એક ગાંઠાથી બીજા ગાંઠા સુધીની સળંગ સળી.
સેંકડો—ઘણા સો.
ખાતર—ગાય ભેંસનાં છાણુ મૂતર, મીઠું વિગેરે ગંદકી.
ખેતી—જમીનને ખેડીને તેમાં અનાજ વાવવું તે.
વધતું—મોટું થતું.
મહીકાંઠા—ગુજરાત પ્રાંતમાં મહી નદીના કાંઠા ઉપરનો પ્રદેશ.
ભીલ—ડુંગરો ને જંગલોમાં રહેનારા જંગલી લોકો.
નાગલી—બાવટો.
થેક—ઝીણાં ઘાસના મૂળની ગાંઠો.
છડીને—ખાંડીને.
ઢેબરાં—મીઠું, મરચું, હળદર નાખી કરેલાં ચાનકાં.
ખસલી—ઝીણું ઘાસ.
રાતડીઓ—રાતી જાર કે જેની ધાણી સેકાય છે તે.
કડબ—ઘઉંનું ઘાસ.
મીઠો—ગળ્યો, સ્વાદવાળો.

પાઠ ૪૮ મો.

ખેડુત—ખેતી કરનાર.
ધંધામાં—કામમાં.
સખત મજુરી—ઘણી મહેનત.
એક સામટું—એકદમ બીલકુલ વિસામો લીધા વગર.
વળગુંછું—લાગુંછું.

ખાતુ—ખાવાનું.
ભાણુ—સુરજ.
નમવા—આથમવા.
કોઢ—ઢોરને રહેવાનું ઘર.
ચારો—ઘાસ, ખડ.
નીરૂંછું—નાખું છું.
ઉચો—સારી જાતનો, મોંઘો.
મીઠા—સ્વાદવાળો.
કૌવતવાળું—બળવાન.
આળસુ—સુસ્ત, એદી.
ભારે—વજનદાર.
હળપુણી—હળમાં નાંખવાની લોઢાની કોશ.
ચવડું—લાકડાનો ત્રણ ખુણીઓ લાંબો ભાગ.
સડ—બહાવ, થાંભલો.
ધુંસરી—જોસરૂં.
જોડો—હેલડી, કુંકરી.
ચાસ—ઓળીઆ, હારો.

પાઠ ૪૯ મો.

ટાંકણે—ટાણે, તહેવારે.
બાજુપર—પડખે.
ક્યારડા—ડાંગર રોપેલા જમીનના ચોરસ ખાડા.
પાળવાળા—કાંઠાવાળા, કિનારીવાળા.
રોપીએ—વાવીએ.
લીલાછમ—લીલા લીલા, હરિયાળા.
ધરૂ—તરૂ, વાવેલી ડાંગરના ઉગેલા છોડવા.
સારો વરસાદ—જેવો જોઇએ તેવો વરસાદ.
ઝીલવો—લેવો, ખમવો.
કાદવકીચડ—કચરોપાણી.
સદા—હમેશાં.
ખળી—ખળાવાડ, કે જ્યાં દાણા અને ઘાસ જુદાં પાડવામાં આવે છે તે જગા.
પરાળ—ડાંગરનું ઘાસ.
છોડાં—ફોતરાં.
રાંધીને—બાફીને, પકાવીને.

પાઠ ૫૦ મો.

કોલુ—કોલ, ચીચુડો, શેરડી પીલીને તેમાંથી રસ કાઢવાનો સંચો.
પડછા—પાંદડાં, ચમરી વિગેરે.
રોપવા—વાવવા.
પુષ્કળ—ઘણું, બહુ.
બીને માટે—વાવેતર માટે.
પેરવાળી—કાતળીવાળી.
આંખ—બે કાતળી વચ્ચેનો અણીદાર ભાગ કે જેમાંથી નવી કાતળી નીકળે છે તે.
પીત—વાવેતર.
તરકારી—શાકભાજી.
પાક—પેદાસ.
ડુક્કર—ભુંડ.
નુકસાન—બીગાડ.
અટકાવવાને—ખાળવાને.
પાકટ—પાકી.

પીલે છે—દબાવે છે.
ઝારી—ઉભરો, પોપડી.
વારંવાર—વખતે વખતે.
ઘટ—જાડો.

પાઠ ૫૧ મો.

શેઠ—પૈસાદાર માણસ.
રસોઇ—જમવાનું.
ખપનો—કામનો, ઉપયોગનો.
વઢવા—લડવા.
ધીમા—શાંત.
ઘરડાં—વૃદ્ધ.
મહેનત—શ્રમ, તસ્દી.
ઉજળો—સફેદ, સાફ.
સફેદી—ઉજળાશ, ધોળાશ.
રંધાઇને—બફાઇને.
પચી જાઉં છું—હજમ થાઉં છું.
માંદા—આજારી, બીમાર.
ભાવથી—હોંશથી, પ્રીતથી.
કણક—લોટનો લોદો.
આકાર—ઘાટ, ડોળ.
વહીમરોછો—લડોછો.
હિસાબે—ગણતરીએ.
સરખાં—બરાબર.
પૈસાદાર—પૈસાવાળા.
ખપ—કામ, ઉપયોગ.
ખોટી તકરાર—નકામી વઢવાડ.

પાઠ ૫૨ મો.

મધપુડો—મધનું પોડું.
લટકતો—લબડતો, ટીંગળાતો,

કામળો—ઉનનો ધાબળો.
પારકો—બીજાનો.
માલ—સામાન કે ચીજ.
પંડે—જાતે, પોતે.
નર—પુરૂષ, માદા.
પડા—જેમાંથી બચ્ચાં નીકળે છે તે.
લાયક—યોગ્ય, સરખાં.
ઉછેરવામાં—મોટાં કરવામાં.
હુકમ—આજ્ઞા, રજા.
પાળે છે—માને છે.
જન્મ—અવતાર.
રક્ષણ—રક્ષા, બચાવ.
ડંખ—કરડવાનો આંકડો.
ચોખ્ખાં—સફાઇદાર.
આળસુ—સુસ્ત, એદી,
દયા—રહેમીઅત.
મધમાંખ—મધ બનાવનારી માખી.

પાઠ ૫૩ મો.

બતક—એક જાતનું પાણીપર ચા-
લી શકે તેવું પક્ષી.
શેખ—મુસલમાનની અટક છે.
ખાબોચીઆમાં—ખાડામાં.
માથું મારે છે—ડુબકી મારે છે.
ચીકટ—ચીકણાશ.
ભિંજાતું—પલળતું.
કાદવમાં—કચરામાં.
ભારે—વજનદાર.
જોડાએલા—સંધાએલા.
દાઢ—ચાવવાના બેવડા દાંત.

ખોરાક—ખાવાની ચીજો.
અણીદાર—ઝીણી ધારવાળી.
પાળ્યા છે—ઉછેર્યાં છે.
જાળવે છે—સાચવે છે.
ઢાંકી દે છે—છુપાવી દે છે.
બીકણુ—ડરકણુ, બીએ તેવી.
છેડવા—કનડવા, ચીડવવા.
લાલ માંજર—રાતું છોગું.
દીપે છે—શોભે છે.
ખોતરવાની—ખણવાની.
વહાણુંવાય—સવાર પડે, પરોઢીયું થાય.
ધંધે—કામકાજે.

પાઠ ૫૪ મો.

સૌએ—બધાએ.
કદી કદી—કોઇ કોઇવાર.
એકદમ—એકાએક, અચાનક.
તે વડે—તેનાથી.
કાબરી—ધોળી ને કાળી.
મજબુત—જોરથી.
તણખલાં—તરણાં.
કશાને—કોઇને
ખુણેખાચરે—ખુણાઓમાં.
દરેક ફેરે—દર વખતે.
માંહેથી—અંદરથી.
પોચાં—નરમ, લીસા, સુંવાળા.
ટપકાં—ચાઠાં, નિશાનીઓ.
ત્યાં લગી—ત્યાં સુધી.
રઝળીને—રખડીને.

ફાયદો—લાભ, નફો.
ઉગતા છોડ—તાના નાના છોડવા.
વીણીવાણીને—શોધી શોધીને.
ભો—ભય, બીક.
લાગ—દાવ, ઘા.
ઓછો ભો—થોડી બીક.

પાઠ ૫૫ મો.

ઘોડો—અશ્વ, હય.
સુંદર—સારો.
ગરદન—ડોક, બોચી.
સુંવાળા—લીસા.
કેશવાળી—ઘોડાની ગરદન ઉપરના વાળ.
થાપા—જાંઘની નીચેનો ભાગ.
જાંઘ—સાથળ, ઢીંચણની ઉપરનો ભાગ.
નક્કર—કઠણ, સખત.
ઝપાટાબંધ—જલદીથી.
અંદર—માંહે.
લગામ—ચોકડું.
તીણા—અણીદાર.
ચપટા—દાઢ જેવા તીણા નહિં તે.
ભુસું—ઘઉંનું થુલું.
લાંબી મજલ—લાંબી મુસાફરી, ઘણા ગાઉની સફર.
પાણીદાર—ચપળ, ચાલાક, તેજદાર.
ગરીબ—રાંક.
નીમકહલાલ—વફાદાર, ખંતથી નોકરી કરનાર.

ધણી—શેઠ, માલિક.
પ્રીતિ—હેત.
તાબે—કબજે.
અવાજ—નાદ, સ્વર.
ચમકે છે—બીએ છે.
સરત—ઈનામી રમત.
ટટ્ટીઓ—ટેકરીઓ.
પીઠ—બરડો.
જીન—ઘોડાની પીઠપર નાખવાનો ચામડાનો સામાન.
ભાર—બોજા.
ખેંચે છે—ઉપાડીને લઈ જાય છે.
લડાઈ—બંડ, હુલ્લડ.
શિકાર—સિંહ, વાઘ, રીંછ વિગેરે જંગલી હિંસક જનાવરોને પકડવાં કે મારવાં તે.
બરદાસ—સંભાળ, ચાકરી.
લગભગ—અડસટ્ટે, આશરે.

પાઠ ૫૬ મો.

તેની જાતનાં—તેના જેવાં, તેને મળતાં.
નાળબંધ—ઘોડાને પગે નાળ જડનારો માણસ.
ફેર—જુદાઈ, તફાવત.
ખરીવાળાં—પગની ફાટવાળાં.
ઝુમખો—જથ્થો, ગુંચળું.
જેવડું—જેટલું, બરાબર.
ખોંખારે છે—હણહણે છે.
ભૂંકે છે—બરાડે છે.
વળ્યાં કરે છે—ખેચ્યાં કરે છે.
ધણી—માલીક—( ગધેડાના માલિક કુંભાર અને રાવળીયા લોકો ઘણે ભાગે હોય છે. )
અડીઅલ—હઠીલું, જક્કી.
ઠોઠ—ડફોળ, મુર્ખ.
મહેનતુ—કામગરૂં.
નવાઈ—અજાયબી, અચંબો.
ધીરજવાળુ—શાંત.
કહ્યાગરૂં—કહ્યું કરે તેવું.
ચાલાક—ચપળ, હોશિયાર.
તબેલામાં—ડેહલામાં—ઘોડાહારમાં, અશ્વશાળામાં.
ટટ્ટુ—નાનો ઘોડો.
ખચ્ચર—ગધેડાથી મોટું અને ઘોડાથી નાનું લાંબા કાન અને ટુંકી પુંછડીવાળું પહાડોમાં ચાલી શકે તેવું પ્રાણી.
ટુંકું—નાનું.
ડુંગરા—મોટા ટેકરા, પર્વતો.

પાઠ ૫૭ મો.

ભાગ—અવયવ.
વાડો—ઘરની પાછળની ખુલ્લી જમીન.
તફાવત—જુદાપણું, ફેર.
ધડ—ગળાના નીચેનો હાથ, પેટ, છાતી અને પગવાળો શરીરનો ભાગ.
ડોકું—ગળું, ગરદન—ધડ અને મા-

થાની વચ્ચેનો ભાગ.
તાળવું—માથાની અને મોઢાની વચલો ભાગ.
હડપચી—દાઢ.
ભવાં—ભમર.
પોપચાં—આંખ ઉપરનું પાંપણોવાળું ચામડીનું ઢાંકણું.
રજ—ઝીણી ધુળ.
લમણાં—કપાળના છેડાનો ભાગ.
પાતરાં—પાંદડાં.
બોચી—ગળાની પાછળનો ભાગ.
ઉપલી મેર—ઉપરની બાજુએ.
વચલે ગાળે—વચમાં.
નળો—ઢીંચણથી પગ સુધીનું સળંગ આખું હાડકું.
પેઢુ—પેટની નીચેનો ભાગ.
વાંસો—બરડો.
પાટલી—પગની નીચેનો ભાગ.
જાંઘ—સાથળ, ઢીંચણની ઉપર અને કેડની નીચેના થાપા.
એડી—પાની.
ઘુંટી—ઘુંટણ.

### પાઠ ૫૮ મો.

ઇંદ્રિયો—શરીરના અવયવો કે જેનાથી ટાઢુ, ઉનું, ઠંડું તથા સ્વાદ વિગેરે જાણી શકાય છે તે.
સ્વાદ—ભાવ, મીઠાશ.
આકાર—ઘાટ, ડોળ.
વાસ—સુગંધ.
સુંઘી જોયું—સોઢી જોયું.
સુંવાળી—લીસી.
શા વડે—શાથી.
મઝાની—સારી.
ફીકર—ચિંતા.
ધબાકો—અવાજ.
જ્ઞાન—સમજ, ભાન.
વસ્તુ—ચીજ.
ઉનું—ગરમ.
પોચું—નરમ.

### પાઠ ૫૯ મો.

નજીક—પાસે.
રંગરેજ—રંગારો, લુગડાં રંગનાર.
ભાત ભાતના—જુદી જુદી જાતના.
છુટીને—રજાને.
ઘેરા—ઘાટા, આછા.
ઝાંખા—મેલા, ઓછા તેજવાળા.
ખુલતો—ઉઘડતો.
મૂળ રંગ—લાલ, પીળો અને વાદળી રંગ.
કેશરીઓ—કેશરના જેવો.
સેલાં—દુપટા.
તપખીરી—ઝીંકણીના જેવો.
જાંબુડો—જાંબુને મળતો.
રાખોડી—રાખને મળતો.
આકાશી—ગગન, વાદળ.
ઓછા વત્તા—વધારે કે ઓછા.
આછા—ફીકા.
ગુલાબી—ગુલાબના ફુલના રંગને મળતો.

### પાઠ ૬૦ મો.

લુગડાં—કપડાં.
ધ્રુજે છે—થરથરે છે.
ડીલપર—શરીરપર અંગપર.
નઠારી—ખરાબ.
બનાત.
ફલાનલ.
વેનીસ.
કામળા.
} એ બધાં જુદી જાતનાં ઊનનાં કાપડછે.
દોશીવાણીઆ—કપડાં વેચનારા.
ખાદી—ગજીઆનું કપડું.
છીંટ—જુદી જુદી જાતનું છાપેલું કપડું.
આસ્તો—આદરપાટ.
જામદાની—ઝીણું બુટ્ટાદાર કપડું.
કાપડ—કપડું.
જંગલી—જંગલના રહેનારા.
ગરીબ—રાંક, કંગાલ.
રંગદાર—રંગવાળાં, રંગેલાં.
રૂવાંટી—ઝીણા, ટુંકા ને સુંવાળા વાળ.
ગરજ સારે છે—ખપ લાગે છે, કામ આવે છે.
ભીગડાં—ઉપસેલાં જાડાં ચાઠાં.

---

# બીજી ચોપડીની કવિતાના અર્થ.

---

### પાઠ ૧ લો.

સવાર—પ્રભાત.
વર્ણન—હકીકત, કથા.
ભ્રમર—ભમરો.
જાગ—ઉઠ.
મુજ—મ્હારા.
બાળ—બાળક, બેટા.
પંખી—પક્ષી.
વન—જંગલ, વગડો.
વાણુંવાયું—સવાર પડ્યું.
વીતી—ગઇ.
મુલ્લાં—ફકીર, મુસલમાનલોકના સાધુ.
બાંગ—મુસલમાનો નિમાજ પઢતી વખતે અવાજ કરે છે.
તણો—નો.
ઉદય—ઉગવું તે.
ઝગઝગાટ—ચળકાટ.
દીસે—દેખાય.
ભાતભાત—જાતજાતના.
ઝાડપાન—ઝાડને પાંદડાં.
ડોલે—હાલે.

મેના—પોપટના જેવું સુંદર પક્ષી.
રૂડાં—સુંદર, રૂપાળા.
મધુર—મીઠા.
ચંદ્રતેજ—ચાંદાનું અજવાળું.
તારાતેજ—તારાનો પ્રકાશ.
અંધકાર—અંધારૂં.
કમળ—એક જાતનું પાણીમાં જે ઉગતું ફુલ.
પત્ર—પાંદડાં.
ખોલે—ઉઘાડે.
ઉમંગી—હોંસીલાં.
ઉડી ગયું—નાશ પામ્યું.
ઝાળું—ઝાંખું.
ખુણાખાંચા—સંતાઇ રહેવાની જગ્યા.
ખોળે—શોધે.
ભક્તજનો—પ્રભુની ભક્તિ કરનારા ભગત લોક.
ધરે ધ્યાન—ભજન કરે.
ગવૈયા—ગાનારા.
ગાન—ગાયન.
દાતા—દાન કરનાર.
દાન—મફત આપવું તે.
પંખેરૂં—પક્ષીઓ.
ધાય—દોડે.
ખોલે—ઉઘાડે.
તુલ—અનાજ.
ટોળે—જથાબંધ.
વીરા—ભાઇ.
મગન થઇ—ખુશી થઇ.
પ્રભુ કેરૂં—ભગવાનનું.
ધ્યાન દઇ—ચિત્ત જોડીને, કાળજી રાખીને.

( આ કવિતામાં સવારનો વખત કેવો હોય છે તેનું વર્ણનજ કરેલું છે. )

હે મારા વ્હાલા બાળક ! તું ઉઠ ને વનમાં પક્ષીઓ બોલવા મંડ્યાં છે તે સાંભળ; રાત જતી રહી, સવાર થઇ ગયું, અને પૂર્વ દિશામાં ચળકાટ મારતો પ્રકાશ દેખાયો. જો જાતજાતના રંગ દેખાય છે ને ઝાડ તથા પાંદડાં હાલે છે. હે મારા૦ ૧

કુકડાઓ કુકરે કુક, અને કાગડાઓ કા, કા, કા, એમ અવાજ કરે છે. રૂપાળા મેના, પોપટ, અને મોર મીઠું મીઠું બોલે છે—હે મારા૦ ૨

ચાંદાનું અજવાળું ઓછું થયું, અને તારાનો પ્રકાશ તો તદન જતો રહ્યો છે. ( સુરજ ઉગવાથી ) ચોરનું મોઢું ફીકું પડી ગયું છે

ને તેઓ સંતાઇ રહેવા માટે ખુણાખાંચરા શોધે છે. હે મારા૦ ૩

ભક્ત લોકો પરમેશ્વરનું ભજન કરે છે, ગવૈયાઓ ગાયન ગાય છે, અને દાતાર માણસો સારૂં દાન આપે છે તથા મુલ્લાંઓ મસીદમાં બાંગ ( નિમાજ ) પોકારે છે. હે મારા૦ ૪

સૂરજ ઉગ્યો, રાતનું અંધારૂં જતું રહ્યું, ભમરો 'ગું ગું' એવો અવાજ કરી રહ્યો છે અને કમળની પાંખડીઓ ઉઘડે છે. હે મારા૦ ૫

જેમ જેમ તડકો વધતો જાય છે. તેમ તેમ માણસો હોંશીલા થાય છે. પંખીઓનું ટોળું આકાશમાં ઉડે છે, અને ઢોર ચારો શોધે છે. હે મારા૦ ૬

ઝાડ, વેલા, ફૂલ ફુલ એ હળવે હળવે ઉઘડવા માંડયાં છે એમાં કાંઇ પણ ભુલ નથી. અને પક્ષીઓ ભેગાં ટોળે મળીને તાજું અનાજ ખાવાને દોડે છે અથવા ઉડે છે. હે મારા૦ ૭

હે ભાઇ ! રાજી થઇ અને પ્રભુનું સમરણ કરીને ઉઠ. અને તારૂં લેસન સંભાળથી તપાસ. એમ માતા બોલે છે. હે મારા૦ ૮

## પાઠ ૫ મો. સોબત તેવી અસર.

સંગ—સોબત, દોસ્તી.
રંગ—પટ, અસર.
બેસે—પેસે, આવે.
પ્રેમ—હેત, પ્રીત.
પેસે—આવે.
ઠામ—તેવે તેવે ઠેકાણે.
ઠરશે—બેસશે, રહેશે.
રૂડે સંગે—સારી સોબતથી.
રૂડો—સારો.
બુરે સંગે—નઠારી સોબતથી.
બુરો—નઠારો.
મેં'તા—માસ્તર, ગુરૂજી.
ભાગ્યશાળી—નસીબદાર.
વિદ્યાભણે—વિદ્યા શીખે, જ્ઞાનમેળવે.

જે માણસને જેવી સોબત હોય તેવા ગુણ તેનામાં આવે છે.

જે માણસને જેવી સોબત હોય તેવી પ્રીતિ તેનામાં આવે છે.

જે માણુસને જેવી સોબત હોય તેવાંજ કામો તે કરશે.
જે માણુસને જેવી સોબત હોય, તેવીજ જગ્યામાં તે જઈને બેસશે.
સારી સોબતથી સારો થાયછે, અને નઠારી સોબતથી નઠારો થાયછે.
સારા માસ્તરની સોબતથી ભાગ્યશાળી વિદ્યા ભણી શકાય છે.

## પાઠ ૧૦ મો. ફરી ફરીને કામ કરવા વિષે.

જાળ—જાળુ, કરોળીઆનું ઘર.
ભોંય—જમીન.
ગભરાય—મુંઝાય, અકળાય.
વણતૂટેલે—તુટયા વગરના.
હેઠે—નીચે.
શરૂ કરી—ચાલુ કરી.
ખાટ—લાગ, દાવ.
ફાવ્યો—જીત્યો.
મંડયો રહ્યો—લાગ્યો રહ્યો.
ફરીફરી—વારંવાર.
હિંમત—હામ, મરદાઈ.
હોંશથી—ખંતથી.
ભીડયો—બાઝયો.
ધીરજથી—શાંતિથી.
નિરધાર—નક્કી.
ખંતથી—હોંશથી, ઉમંગથી.
યત્ન—મહેનત.
ચગદાઈ—કચરાઈ.
તળે—નીચે.
વણમોતે—વગરમોતે.
તજી—છોડીદઈ.
લાભ—ફાયદો.
અનંત—ઘણો, બહુજ, હદ વગર.

કરોળીયો પોતાને રહેવાનું ઘર (જાળું) બનાવતાં, જમીનપર પડી અકળાયછે. અને વગર તુટેલે (આખે તાંતણે જઈ ઉપર ચઢવા જાયછે.) ૧

તેણે ઉપર ચડવા માટે મહેનત શરૂ કરી, પણ લાગ નહિ ફાવવાથી ( ઉપાય નહિં ચાલવાથી. ) પાછો નીચે પડી ગયો. ૨

એ રીતે બે ત્રણવાર ફરી ફરીને બે ત્રણવાર લાગી રહ્યો, તેમાં પણ નહિ ચાલવાથી પાછો ફરીને તૈયાર થયો. ૩

હિંમત રાખીને ખંતથી છઠ્ઠીવાર બાઝયો તો શાંતિથી તે નક્કી જાળમાં જઈ પહોંચ્યો. ૪

જો વારેવારે ઉમંગથી મહેનત ન કરી હોત તો કોઇના પગ તળે કચરાઇને વગર મોતે મરી જાત.

એ રીત મુજબ માણસો પણ મનમાં ખંત રાખી આળસ છોડી દઇને મહેનત કરે તો ઘણોજ લાભ મેળવી શકે.

સાર:—સારૂં કામ કરવાને માટે ઉપરનો કરોળીયાનો દાખલો યાદ રાખી વારંવાર મચ્યા રહી તે કામ પૂરૂં કરવું, પણ નબળા કામમાં બીલકુલ હાથ ઘાલવો નહિ.

## પાઠ ૧૫ મો. ભાઇ બેનના સમજી જવા વિષે

મળી—ભેગાં થઇ.
આપણજણ—આપણે બે જણ.
સંપી—હળીમળીને.
સુખચેન—મજા, આનંદ.
લડે—કજીઓ કરે.
રડે—રૂએ.
સઘળો—બધો.
શોક—દીલગીરી.
લાજ—આબરૂ.
ઘટે—ઓછી થાય.
નીંદે—ઝપખોડે.
બળવંતા—બળવાન.
સદા—હંમેશાં, નિત્ય.
દહાડા—દિવસ.
કદીએ—કોઇ પણ વખત.
લેશ—જરા પણ.
કલેશ—કજીઓ, લડાઇ, કંકાસ.
હળતાંમળતાં—સંપસંપીને રહેતાં.
બાળક—છોકરાં.
કાય—કોઇપણ.
રમેજમે—રમે ને ખાય પીએ.
ગીતો—ગાયન.
માતા—મા.
મનમાં—દીલમાં.

આપણે ભાઇ ને બેન બંને જણ સંપસંપીને રહીએ તો સુખ થાય, કજીઓ કરીએ કે રોઇએ તો બહુ દીલગીરી થાય, આબરૂ ઓછી થાય ને લોકો આપણું ખરાબ બોલે. ૧

હે અમારા બળવાળા બાપ પરમેશ્વર! અમને તું હંમેશાં સંપ આપ કે જેથી અમારા દિવસો સુખમાં જાય ને કોઇ દિવસ જરા પણ કજીઓ ન થાય. ૨

બાળકો સંપસંપીને રહે, કોઈ દિવસ લડે કે રૂએ નહિ, અને ખાઈપીને સારાં ગીતો ગાય તો માતાજી મનમાં બહુ ખુશી થાય છે. ૭

## પાઠ ૨૫ મો. કુહાડી વિશે.

કુહાડી—લાકડાં કાપવાનું લોઢાનું હથીયાર.
પિતાની—બાપની.
બાળ—છોકરો.
જન્યો—થયો.
આયડો—મરદ, પુરૂષ.
બહાદુર—જબરો.
શાણો—ડાહ્યો.
ઘાવ—ઘા.
કંઈ—કોઈપણ.
ચીજ—વસ્તુ.
ભાળે—જુએ.
નીર—પાણી.
તાંહી—ત્યાં.
નિહાળ્યું—જોયું.
માંહી—માં.
ડર્યો—બન્યો.
બાળ—છોકરો.

હીચે—મનમાં.
તે ઘડી—તે વખતે.
ચીસ—બુમ.
સદા—હમેશાં.
ઝુલતાં—હીંચતાં.
સમાતાં—રહેતાં.
સાદ—અવાજ, નાદ.
ભલા—સારા.
વદે—કહે.
બતાવી—દેખાડી.
ગમે—પસંદ પડે.
ભલાં—સારાં.
માંહેથી—અંદરથી.
સાથ—સાથે.
સંપત—પૈસાટકા.
હોજો—થજો.
મે'ર—કૃપા, મહેરબાની.
જગનાથ—પરમેશ્વર જગતના ધણી.

એક નાનો છોકરો પોતાના બાપની કુહાડી લઈ જબરો અને ડાહ્યો હોય એવો મરદ થયો, ને જે વસ્તુ દેખે તેને ઘા કરીને કાપે, એમ રમતો રમતો ગામને ઝાંપે તળાવ હતું ત્યાં ગયો. ૧

તળાવમાં માછલાંએ જરા પાણી હલાવ્યું, ને છોકરે પાણીમાં જોયું તેથી તે મનમાં બીન્યો અને કુહાડી પડી ગઈ, તે વખતે બહુ બુમો પાડીને રડ્યો. ૨

હમેશાં પાણીમાં હીચતાં અને સમાઇ રહેતાં દેવીમાતા આ છોકરાનો અવાજ સાંભળીને બહાર આવ્યાં. દેવીએ કહ્યું કે આ રૂપાની કુહાડી લે ત્યારે બાળક કહે માતા મારી એવી નથી. ૩

બીજીવાર સોનાની કુહાડી લાવી બતાવી ત્યારે પણ છોકરાએ માથું હલાવીને કહ્યું કે એ પણ નહિં. મને મારી સારી કુહાડી વહાલી લાગે છે. માટે હે ભલાં માતાજી તેજ પાણીમાંથી કાઢી આપો. ૪

દોહરો.

દેવીએ પાણીમાંથી કુહાડી કાઢી આપી, અને છોકરાની સાથે બોલી કેઃ—તારે સુખ અને પૈસો ટકા થાઓ અને તારાપર પરમેશ્વર મહેરબાની કરો.

## પાઠ ૩૪ મો. પ્રભુનો મહીમા.

મહિમા—મોટાઇ.
જગપતિ—જગતના ધણી, પરમેશ્વર.
જગમાં—દુનિયામાં.
રચી—કરી, બનાવી.
રચના—બનાવટ.
રૂડી—સારી.
અપાર—પારવીનાની.
પ્રાણીઓ—જીવો.
સરજાવ્યાં—બનાવ્યાં.
સંસાર—જગત, દુનિયાં.
નવરંગી—નવા નવા રંગના.
ખીલતાં—ઉઘડતાં.
શેંખી—પક્ષી.
—ગાયન.
તાં—દીપતાં.
તરૂપાન—ઝાડનાં પાંદડાં.
પાડ—પહાડ, પર્વત.
કરાડ—ટેકરા, કોતરો.
સિંધુ—દરીઓ.
સરિતા—નદી.
ઘાટ—આરા, કિનારા.
રળિઆમણી—શોભીતી.
નગર—શહેર
વનવાટ—જંગલનો રસ્તો.
શીતળ—ઠંડો.
નિર્ધાર—નક્કી.
ઝુલતાં—લટકતાં.
મધુર—મીઠા.
નાદ—અવાજ.
સુદમાં—અજવાળીઆમાં.

ચંદ્રતણી—ચંદ્રની.
કળા—તેજ, પ્રકાશ.
વદમાં—અંધારીઆમાં.
તારા તેજ—તારાનો પ્રકાશ.
દીસે—દેખાય.
રૂડો—સારો.
કારણે—માટે.
જળમહીં—પાણીમાં.
કળી—સમજી.
આંખડી—આંખ્ય.
ભલું—સારૂં.
સાથ—સાથે.
સરજી—બનાવી.
ચાવણું—ચાવવાનું, ખાવાનું.
ઉપકાર—ગુણ, આભાર, પાડ.
કળા—ખુબી.
સરજનહાર—બનાવનાર.

પરમેશ્વરે આ દુનિયામાં ઘણી સારી બનાવટો બનાવી છે. તેણે દુનિયામાં નાનાં મોટાં પ્રાણીઓ બનાવ્યાં છે. ૧

નવા નવા રંગથી ફુલ ખીલી રહ્યા છે, અને પંખીઓ, ગાયન ગાય છે તથા તેમની પાંખો અને ઝાડનાં પાંદડાં સારા રંગથી શોભે છે. ૨

મોટા પર્વતો, દરિયા, નદી અને તેના કિનારા, તથા શહેર અને જંગલના રસ્તાઓની બનાવટ બહુ શોભીતિ કરી છે. ૩

શિઆળાનો ટાઢો પવન સારી ઠંડક આપે છે, અને ઉનાળામાં સૂરજનો તડકો ઘણોજ પડે છે. ૪

ચોમાસાના દહાડામાં વરસાદ પડે છે, અને ઝાડ ઉપર ફળ ફુલ ઝુલી રહે છે તથા મોરના અવાજ બહુ મીઠા લાગે છે. ૫

અજવાળીઆમાં ચંદ્રમાનો પ્રકાશ. ( ચાંદની ) બહુ સુખી આપે છે. તેમજ અંધારીઆમાં તારાના પ્રકાશનો રંગ પણ બહુ સારો દેખાય છે. ૬

રમત ગમતને માટે મોટાં મેદાનો આપેલાં છે, પાણીમાં વેલા અને પાંદડાં કેવાં તરતાં દેખાય છે ?

જોવાને આંખ આપી છે, સાંભળવાને કાન, અને બોલવાને માટે જીભ બનાવી પરમેશ્વરે બહુ સારૂં કર્યું છે. ૮

દાંતની સાથે ખોરાક આપી આપણા ઉપર ઘણો ગુણ કરેલો છે. આવી રીતે પ્રભુએ જે જે ખુબીઓ બનાવી છે તે સમજી શકાય તેવી નથી. ૯

## પાઠ ૩૫ મો. વસંતઋતુ.

ઋતુ—મોસમ.
સ્હોય—શોભાય.
વિશાળ—મોટા.
વેલ—વેલા.
છજેલ—છાયેલ, ઢાંકેલ.
તંબુ—સરખી જમીનપર જાડા લુગડાના ઉભા કરેલા ડેરા.
કેળ—કેળાનું ઝાડ
નાળિએરી—નાળિએરનું ઝાડ.
તાડ—ઘણું ઉંચું ઝાડ.
વાવટા—ધજા.
જન—માણસો.
પૃથ્વી—જમીન.
પલ્લવ—કુંપળ, ટીશી.
ધરી—ધારણ કરી.
બોલ—વચન, વેણ,
મીઠા—સારા,
કલોલ—આનંદ.
તીતર—તેતર.
વિશેષ—ઘણા.
નાચે—કુદે.
ભલા—સારૂં.
ધોળી—ઘુંટી.
ખેલે—રમે.
શીતળ—ઠંડુ.
હોળી—હુતાસણી.
છાંટે—છંટકાવ કરે.
ચૌટા—બજાર.
ચોક—રસ્તા.
ગુંજાર—એક જાતનો અવાજ
નવરંગ—નવા નવા રંગ.
અપાર—ઘણા.
મોર—આંબાનાં ફુલ.
ખીલી—ઉઘડી.
ચાંદની—અજવાળી રાત.
ચારે કોર—બધી તરફ ચારે બાજુ.
શિખંડ—દહીંમાં ખાંડ નાખી બનાવે છે તે.
નીર—પાણી.

મોટા વડ ઉપર વેલ ચઢાવેલી છે તે જાણે વેલાથી તંબુ તાણ્યો હોય તેમ દેખાય છે. વનમાં કેળ, નાળિએરીને તાડ એ ઝાડો ધ્વજાઓને વાવટાઓ રૂપે જણાય છે. ૧

પીળાં અને પાકાં પાંદડાં ખરી જઇ જમીન ઉપર પડે છે તથા વનસ્પતિ પોતાને પોતાને શરીરે નવી કુંપળો ધારણ કરી શોભે છે. ૨

કોયલ મીઠાં વચન બોલે છે, મેના પોપટ આનંદ કરે છે, અને તીતર, કબુતર તથા બીજાં ઘણાં પંખીઓ ગીતો ગાય છે ને સારી રાતે નાચ કરે છે. ૩

કેસુડો રંગ ઘુંટીને લોકો હોળીની રમત રમે છે, બગીચામાં ફુવારા ઉડે છે, અને બજાર તથા શેરીઓ છંટાય છે. ૪

ભમરાઓ ગુંજાર કરી રહ્યા છે. અને ઝાડોપર જાતજાતના ઘણા રંગો છે. આંબા ઉપર ફુલો શોભી રહ્યાં છે. અને અજવાળી રાત બધી તરફ ખીલી રહી છે. ૫

માણસો મીઠાશથી શીખંડ ખાય છે, તથા ઠંડુ પાણી પીએ છે, અને પશ્ચિમ ને દક્ષિણ દિશાના પવનથી શરીર સુખી રહે છે. ૬

## પાઠ ૪૮ મો ખેડુત.

ખરે—નક્કી.
જગતનો—દુનિયાંનો.
તાત—પિતા, બાપ.
સઘળો—બધો.
પાળતો—પાલણપોષણ કરતો.
ઘાસ—ખડ.
ધાન્ય—અનાજ.
નીપજાવે—ઉપજાવે, પેદા કરે.
અન્ન—અનાજ.
ધરે—પહેરે.
જન—માણસો.
વસ્ત્રો—કપડાં.
ભાવે—પ્રીતથી.
સહે—ખમે, વેઠે.
લડુ—મજબુત.
સંતોષે—આનંદથી.
ઉત્તમ—સારામાં સારી, શ્રેષ્ટ.
પરઉપકારી—બીજાઓનું ભલું કરનારી.
ખંતથી—હોંસથી.
દીએ—દે, આપે.
[illegible]—મહેનતાણું, બદલો.

હે ખેડુત ! તું નક્કી આ દુનીઆનો બાપ ગણાયો છે અને આખી દુનીયાને પાળનાર તુંજ જણાયો છે, તું કપાસ, ફળ, ફુલ, ઘાસ

અને અનાજ પેદા કરે છે. બધાં પ્રાણીઓ અનાજ ખાય છે અને માણસો હોંશથી લુગડાં પહેરે છે. ૧

તાપ અને વરસાદ વેઠીને પણ તું મહેનત કરેછે, ને શરીરે મજબુત રહી હમેશાં આનંદથી ફરે છે. ખરેખર ખેતીનો ધંધો શ્રેષ્ઠછે અને તે પારકાનું ભલું કરનારો છે. તેથીજ તું દુનિયાને હોંસથી મહેનતનો બદલો આપે છે.

## પાઠ પર મો. મધમાખી.

| | |
|---|---|
| મહેનતુ—ઉદ્યોગી. | ગુણ—ફાયદો. |
| હુન્નર—ઉદ્યોગ, કળા. | અપાર—બહુ. |
| તણી—ની. | નાનુંસરખું—નાનકડું. |
| નિશાળ—શાળા. | દીસે—દેખાય. |
| મનહર—મનને ખુશી કરે તેવું. | તજે—છોડી દે. |
| રેચ—બનાવે. | તમામ—બધું. |
| તત્કાળ—તરત. | ઉદ્યોગી—મહેનતુ. |
| સરે—થાય. | પંકાય—વખણાય. |

મધમાખી ! તું મહેનતુ અને હુન્નરની શાળા છે. મનને ખુશી કરે તેવો મધપૂડો બનાવીને તેમાં તરત રસ મૂકે છે. ૧

મીઠું મધ ચુસી લઈ તેમાંથી મીણ તૈયાર કરે છે. તેનાથી આપણાં ઘણાં કામો થાય છે અને તે બહુ ફાયદો કરે છે. ૨

મધમાખી એ ઘણુંજ નાનું જીવડું છે પણ તે ભારે મોટું કામ કરનારી જણાય છે, ડાહી અને સ્વચ્છ દેખાય છે. તથા આળસ છોડી દે છે. ૪

કીડી, કરોળીઆ ને મંકોડા એ મહેનતુ જીવડાં કહેવાય છે તેમાં પણ તું ઘણી વખણાય છે.

# પાઠવાર અઘરા શબ્દોની નોંધ.

| | | | | |
|---|---|---|---|---|
| પરમેશ્વરે. | કાળો. | યત્ન. | પુતળું. | હુંફાળું. |
| વટેમાર્ગુ. | પૂછ્યું. | હિમત. | વિવાહ. | પંપાળીને. |
| ભક્તિ. | ખુંદાઇ. | ભીડયો. | કદ્દા | હોશિયાર. |
| પૃથ્વી. | લોહીલોહાણ | નિર્ધાર. | સહીઅરો. | સિસોટિ. |
| ધર્મશાળા. | દોસ્ત. | ચક્રબિલ્લુ. | હળીમળીને. | મિનિટ. |
| ચંદ્રમા. | રૂડો. | બહાદુરસિંહ. | ક્લેશ. | હિંચોળે. |
| સરજ્યું. | બચ્ચો. | અજીતસિંહ. | નિંદે. | ખવડાવ્યા. |
| ઝગઝગેછે. | ભાગ્યશાળી. | કિલ્લો. | રામચંદ્રજી. | ઓઢો. |
| વર્ણન. | વિદ્યા. | પેંતરા. | શ્રીરામ. | નીમણુંક. |
| ભ્રમર. | ફોઇપગલું. | બિલ્લુ. | કૌશલ્યા. | તહેનાત. |
| પૂર્વે. | વિચાર્યું. | દઢ. | ગણકાર્યું. | રૈયત. |
| ગરૈયા. | ભેંકડો. | છુટ્ટા. | પ્રધાન. | અક્ષા. |
| પંખેરૂ. | લાડકવાયો | મિત્ર. | મંગાવ્યું. | ચોખ્ખું. |
| સુધાં. | લાડવૈદ. | જન્મ્યો. | બ્રાહ્મણ. | ઢેકાઢળીઆ. |
| ઋતુ. | ઓવારણાં. | અર્ધું. | વિચાર્યું. | પડઘાયો. |
| શ્રાવણ. | અટકચાળાં. | સ્વાદે. | વિદ્યાર્થી. | કિનારે. |
| વસ્ત્ર. | જક્કી. | સુંદર. | મૂર્ખ. | અર્ધી. |
| તિથિઓ. | હૂંફ. | મધપુડામાં. | ધણી ધણિ- | ગુમાવ્યું. |
| શિયાળો. | ઊંચી. | કુટુંબ. | આણી. | શિકારી. |
| પખવાડીઆં. | વિઆય. | ભપકાદાર. | તરફડતું. | હલાવ્યું. |
| ચૈત્ર. | પ્રાણીઓ. | ચાહશે. | ભક્તિનું. | નિહાળ્યું. |
| પર્વ. | અજાણ્યું. | પોક. | ગુસ્સો. | સુખસંપત. |
| પિત્તળ. | ગોધતા. | અંગેઠી. | બચ્ચું. | છૈયેછોકરે. |
| ગોકળઆઠમ | સમજાવ્યું. | હોંસભેર. | લોહીઆળું. | ખુબસુરત. |
| પુષ્કળ. | મુદ્દલ. | ફુટયું. | ગાર્ડ. | હૈયું. |
| દ્રાક્ષ. | ભાઇભાંડું. | પસ્તાયો. | સ્ટેશન. | શીંગડાં. |
| સરૈયાની. | ઊહઊહ. | હાંફ્યો. | છાપું. | લજવ્યું. |
| સંજાડ. | હઠીસીંગ. | ઢીંગલી. | સોંપ્યો. | સંકટમાંથી. |

| | | | | |
|---|---|---|---|---|
| ભુખ્યું. | રાજમાર્ગ. | ભિક્ષા. | સસ્તું. | ફુમર. |
| ભઠ્ઠી. | મહિમા. | મુકુંદ. | ઝીંઝવો. | ઉદ્યોગી |
| સિંહ. | સરિતા. | ક્યારડા. | અત્તર. | નક્કર. |
| રડયુંખડયું. | સિંધુ. | અધિકારી. | ગુચ્છો. | કાળાગરૂ. |
| આપકર્મી. | વનસ્પતિ. | બંદોબસ્ત. | ઇબ્રાહીમ. | ઇંદ્રિયો. |
| બાપકર્મી. | પલ્લવ. | લક્ષ્મણ. | રોળાવૃત. | કત્થાઇ. |
| તડંગધુમ. | સહાય. | ટિકિટ. | અજ. | આછાવત. |
| લશ્કર. | ઉત્તર. | નિર્દય. | ઉત્તમ. | |
| દુશ્મન. | પશ્ચિમ. | છિદ્રો. | ડુક્કર. | |
| ધ્રુજતો. | સ્લેટ. | સિક્કા. | તત્કાળ. | |

## એકત્રીસા.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૧ | ૧ | ૩૧ | ૩૨ | ૧ | ૩૨ | ૩૩ | ૧ | ૩૩ | ૩૪ | ૧ | ૩૪ | ૩૫ | ૧ | ૩૫ |
| ૩૧ | ૨ | ૬૨ | ૩૨ | ૨ | ૬૪ | ૩૩ | ૨ | ૬૬ | ૩૪ | ૨ | ૬૮ | ૩૫ | ૨ | ૭૦ |
| ૩૧ | ૩ | ૯૩ | ૩૨ | ૩ | ૯૬ | ૩૩ | ૩ | ૯૯ | ૩૪ | ૩ | ૧૦૨ | ૩૫ | ૩ | ૧૦૫ |
| ૩૧ | ૪ | ૧૨૪ | ૩૨ | ૪ | ૧૨૮ | ૩૩ | ૪ | ૧૩૨ | ૩૪ | ૪ | ૧૩૬ | ૩૫ | ૪ | ૧૪૦ |
| ૩૧ | ૫ | ૧૫૫ | ૩૨ | ૫ | ૧૬૦ | ૩૩ | ૫ | ૧૬૫ | ૩૪ | ૫ | ૧૭૦ | ૩૫ | ૫ | ૧૭૫ |
| ૩૧ | ૬ | ૧૮૬ | ૩૨ | ૬ | ૧૯૨ | ૩૩ | ૬ | ૧૯૮ | ૩૪ | ૬ | ૨૦૪ | ૩૫ | ૬ | ૨૧૦ |
| ૩૧ | ૭ | ૨૧૭ | ૩૨ | ૭ | ૨૨૪ | ૩૩ | ૭ | ૨૩૧ | ૩૪ | ૭ | ૨૩૮ | ૩૫ | ૭ | ૨૪૫ |
| ૩૧ | ૮ | ૨૪૮ | ૩૨ | ૮ | ૨૫૬ | ૩૩ | ૮ | ૨૬૪ | ૩૪ | ૮ | ૨૭૨ | ૩૫ | ૮ | ૨૮૦ |
| ૩૧ | ૯ | ૨૭૯ | ૩૨ | ૯ | ૨૮૮ | ૩૩ | ૯ | ૨૯૭ | ૩૪ | ૯ | ૩૦૬ | ૩૫ | ૯ | ૩૧૫ |
| ૩૧ | ૧૦ | ૩૧૦ | ૩૨ | ૧૦ | ૩૨૦ | ૩૩ | ૧૦ | ૩૩૦ | ૩૪ | ૧૦ | ૩૪૦ | ૩૫ | ૧૦ | ૩૫૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૬ | ૧ | ૩૬ | ૩૭ | ૧ | ૩૭ | ૩૮ | ૧ | ૩૮ | ૩૯ | ૧ | ૩૯ | ૪૦ | ૧ | ૪૦ |
| ૩૬ | ૨ | ૭૨ | ૩૭ | ૨ | ૭૪ | ૩૮ | ૨ | ૭૬ | ૩૯ | ૨ | ૭૮ | ૪૦ | ૨ | ૮૦ |
| ૩૬ | ૪ | ૧૦૮ | ૩૭ | ૩ | ૧૧૧ | ૩૮ | ૩ | ૧૧૪ | ૩૯ | ૩ | ૧૧૭ | ૪૦ | ૩ | ૧૨૦ |
| ૩૬ | ૪ | ૧૪૪ | ૩૭ | ૪ | ૧૪૮ | ૩૮ | ૪ | ૧૫૨ | ૩૯ | ૪ | ૧૫૬ | ૪૦ | ૪ | ૧૬૦ |
| ૩૬ | ૫ | ૧૮૦ | ૩૭ | ૫ | ૧૮૫ | ૩૮ | ૫ | ૧૯૦ | ૩૯ | ૫ | ૧૯૫ | ૪૦ | ૫ | ૨૦૦ |
| ૩૬ | ૬ | ૨૧૬ | ૩૭ | ૬ | ૨૨૨ | ૩૮ | ૬ | ૨૨૮ | ૩૯ | ૬ | ૨૩૪ | ૪૦ | ૬ | ૨૪૦ |
| ૩૬ | ૭ | ૨૫૨ | ૩૭ | ૭ | ૨૫૯ | ૩૮ | ૭ | ૨૬૬ | ૩૯ | ૭ | ૨૭૩ | ૪૦ | ૭ | ૨૮૦ |
| ૩૬ | ૮ | ૨૮૮ | ૩૭ | ૮ | ૨૯૬ | ૩૮ | ૮ | ૩૦૪ | ૩૯ | ૮ | ૩૧૨ | ૪૦ | ૮ | ૩૨૦ |
| ૩૬ | ૯ | ૩૨૪ | ૩૭ | ૯ | ૩૩૩ | ૩૮ | ૯ | ૩૪૨ | ૩૯ | ૯ | ૩૫૧ | ૪૦ | ૯ | ૩૬૦ |
| ૩૬ | ૧૦ | ૩૬૦ | ૩૭ | ૧૦ | ૩૭૦ | ૩૮ | ૧૦ | ૩૮૦ | ૩૯ | ૧૦ | ૩૯૦ | ૪૦ | ૧૦ | ૪૦૦ |

| પોણા. | | | | |
|---|---|---|---|---|
| ૧ ૦॥। ૦॥। | ૧૧ ૦॥। ૮। | ૨૧ ૦॥।૧૫॥। | ૩૧ ૦॥।૨૩। | ૪૧ ૦॥।૩૦॥। |
| ૨ ૦॥। ૧॥ | ૧૨ ૦॥। ૯ | ૨૨ ૦॥।૧૬॥ | ૩૨ ૦॥।૨૪ | ૪૨ ૦॥।૩૧॥ |
| ૩ ૦॥। ૨। | ૧૩ ૦॥। ૯॥। | ૨૩ ૦॥।૧૭। | ૩૩ ૦॥।૨૪॥। | ૪૩ ૦॥।૩૨। |
| ૪ ૦॥। ૩ | ૧૪ ૦॥।૧૦॥ | ૨૪ ૦॥।૧૮ | ૩૪ ૦॥।૨૫॥ | ૪૪ ૦॥।૩૩ |
| ૫ ૦॥। ૩॥। | ૧૫ ૦॥।૧૧। | ૨૫ ૦॥।૧૮॥। | ૩૫ ૦॥।૨૬। | ૪૫ ૦॥।૩૩॥। |
| ૬ ૦॥। ૪॥ | ૧૬ ૦॥।૧૨ | ૨૬ ૦॥।૧૯॥ | ૩૬ ૦॥।૨૭ | ૪૬ ૦॥।૩૪॥ |
| ૭ ૦॥। ૫। | ૧૭ ૦॥।૧૨॥। | ૨૭ ૦॥।૨૦। | ૩૭ ૦॥।૨૭॥। | ૪૭ ૦॥।૩૫। |
| ૮ ૦॥। ૬ | ૧૮ ૦॥।૧૩॥ | ૨૮ ૦॥।૨૧ | ૩૮ ૦॥।૨૮॥ | ૪૮ ૦॥।૩૬ |
| ૯ ૦॥। ૬॥। | ૧૯ ૦॥।૧૪। | ૨૯ ૦॥।૨૧॥। | ૩૯ ૦॥।૨૯। | ૪૯ ૦॥।૩૬॥। |
| ૧૦ ૦॥। ૭॥ | ૨૦ ૦॥।૧૫ | ૩૦ ૦॥।૨૨॥ | ૪૦ ૦॥।૩૦ | ૫૦ ૦॥।૩૭॥ |
| | | | | |
| ૫૧ ૦॥।૩૮। | ૬૧ ૦॥।૪૫॥। | ૭૧ ૦॥।૫૩। | ૮૧ ૦॥।૬૦॥। | ૯૧ ૦॥।૬૮। |
| ૫૨ ૦॥।૩૯ | ૬૨ ૦॥।૪૬॥ | ૭૨ ૦॥।૫૪ | ૮૨ ૦॥।૬૧॥ | ૯૨ ૦॥।૬૯ |
| ૫૩ ૦॥।૩૯॥। | ૬૩ ૦॥।૪૭। | ૭૩ ૦॥।૫૪॥। | ૮૩ ૦॥।૬૨। | ૯૩ ૦॥।૬૯॥। |
| ૫૪ ૦॥।૪૦॥ | ૬૪ ૦॥।૪૮ | ૭૪ ૦॥।૫૫॥ | ૮૪ ૦॥।૬૩ | ૯૪ ૦॥।૭૦॥ |
| ૫૫ ૦॥।૪૧। | ૬૫ ૦॥।૪૮॥। | ૭૫ ૦॥।૫૬। | ૮૫ ૦॥।૬૩॥। | ૯૫ ૦॥।૭૧। |
| ૫૬ ૦॥।૪૨ | ૬૬ ૦॥।૪૯॥ | ૭૬ ૦॥।૫૭ | ૮૬ ૦॥।૬૪॥ | ૯૬ ૦॥।૭૨ |
| ૫૭ ૦॥।૪૨॥। | ૬૭ ૦॥।૫૦। | ૭૭ ૦॥।૫૭॥। | ૮૭ ૦॥।૬૫। | ૯૭ ૦॥।૭૨॥। |
| ૫૮ ૦॥।૪૩॥ | ૬૮ ૦॥।૫૧ | ૭૮ ૦॥।૫૮॥ | ૮૮ ૦॥।૬૬ | ૯૮ ૦॥।૭૩॥ |
| ૫૯ ૦॥।૪૪। | ૬૯ ૦॥।૫૧॥। | ૭૯ ૦॥।૫૯। | ૮૯ ૦॥।૬૬॥। | ૯૯ ૦॥।૭૪। |
| ૬૦ ૦॥।૪૫ | ૭૦ ૦॥।૫૨॥ | ૮૦ ૦॥।૬૦ | ૯૦ ૦॥।૬૭॥ | ૧૦૦ ૦॥।૭૫ |

| સવાયાં. | | | | |
|---|---|---|---|---|
| ૧ ૧। ૧। | ૧૧ ૧। ૧૩॥। | ૨૧ ૧। ૨૬। | ૩૧ ૧। ૩૮॥। | ૪૧ ૧। ૫૧। |
| ૨ ૧। ૨॥ | ૧૨ ૧। ૧૫ | ૨૨ ૧। ૨૭॥ | ૩૨ ૧। ૪૦ | ૪૨ ૧। ૫૨॥ |
| ૩ ૧। ૩॥। | ૧૩ ૧। ૧૬। | ૨૩ ૧। ૨૮॥। | ૩૩ ૧। ૪૧। | ૪૩ ૧। ૫૩॥। |
| ૪ ૧। ૫ | ૧૪ ૧। ૧૭॥ | ૨૪ ૧। ૩૦ | ૩૪ ૧। ૪૨॥ | ૪૪ ૧। ૫૫ |
| ૫ ૧। ૬। | ૧૫ ૧। ૧૮॥। | ૨૫ ૧। ૩૧। | ૩૫ ૧। ૪૩॥। | ૪૫ ૧। ૫૬। |
| ૬ ૧। ૭॥ | ૧૬ ૧। ૨૦ | ૨૬ ૧। ૩૨॥ | ૩૬ ૧। ૪૫ | ૪૬ ૧। ૫૭॥ |
| ૭ ૧। ૮॥। | ૧૭ ૧। ૨૧। | ૨૭ ૧। ૩૩॥। | ૩૭ ૧। ૪૬। | ૪૭ ૧। ૫૮॥। |
| ૮ ૧। ૧૦ | ૧૮ ૧। ૨૨॥ | ૨૮ ૧। ૩૫ | ૩૮ ૧। ૪૭॥ | ૪૮ ૧। ૬૦ |
| ૯ ૧। ૧૧। | ૧૯ ૧। ૨૩॥। | ૨૯ ૧। ૩૬। | ૩૯ ૧। ૪૮॥। | ૪૯ ૧। ૬૧। |
| ૧૦ ૧। ૧૨॥ | ૨૦ ૧। ૨૫ | ૩૦ ૧। ૩૭॥ | ૪૦ ૧। ૫૦ | ૫૦ ૧। ૬૨॥ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧ ૧। ૬૩॥। | ૬૧ ૧। ૭૬। | ૭૧ ૧। ૮૮॥। | ૮૧ ૧। ૧૦૧। | ૯૧ ૧। ૧૧૩॥। |
| ૫૨ ૧। ૬૫ | ૬૨ ૧। ૭૭॥ | ૭૨ ૧। ૯૦ | ૮૨ ૧। ૧૦૨॥ | ૯૨ ૧। ૧૧૫ |
| ૫૩ ૧। ૬૬। | ૬૩ ૧। ૭૮॥। | ૭૩ ૧। ૯૧। | ૮૩ ૧। ૧૦૩॥। | ૯૩ ૧। ૧૧૬। |
| ૫૪ ૧। ૬૭॥ | ૬૪ ૧। ૮૦ | ૭૪ ૧। ૯૨॥ | ૮૪ ૧। ૧૦૫ | ૯૪ ૧। ૧૧૭॥ |
| ૫૫ ૧। ૬૮॥। | ૬૫ ૧। ૮૧। | ૭૫ ૧। ૯૩॥। | ૮૫ ૧। ૧૦૬। | ૯૫ ૧। ૧૧૮॥। |
| ૫૬ ૧। ૭૦ | ૬૬ ૧। ૮૨॥ | ૭૬ ૧। ૯૫ | ૮૬ ૧। ૧૦૭॥ | ૯૬ ૧। ૧૨૦ |
| ૫૭ ૧। ૭૧। | ૬૭ ૧। ૮૩॥। | ૭૭ ૧। ૯૬। | ૮૭ ૧। ૧૦૮॥। | ૯૭ ૧। ૧૨૧। |
| ૫૮ ૧। ૭૨॥ | ૬૮ ૧। ૮૫ | ૭૮ ૧। ૯૭॥ | ૮૮ ૧। ૧૧૦ | ૯૮ ૧। ૧૨૨॥ |
| ૫૯ ૧। ૭૩॥। | ૬૯ ૧। ૮૬। | ૭૯ ૧। ૯૮॥। | ૮૯ ૧। ૧૧૧। | ૯૯ ૧। ૧૨૩॥। |
| ૬૦ ૧। ૭૫ | ૭૦ ૧। ૮૭॥ | ૮૦ ૧। ૧૦૦ | ૯૦ ૧। ૧૧૨॥ | ૧૦૦ ૧। ૧૨૫ |

અઢીઆં.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૨॥ ૨॥ | ૧૧ ૨॥ ૨૭॥ | ૨૧ ૨॥ ૫૨॥ | ૩૧ ૨॥ ૭૭॥ | ૪૧ ૨॥ ૧૦૨॥ |
| ૨ ૨॥ ૫ | ૧૨ ૨॥ ૩૦ | ૨૨ ૨॥ ૫૫ | ૩૩ ૨॥ ૮૦ | ૪૨ ૨॥ ૧૦૫ |
| ૩ ૨॥ ૭॥ | ૧૩ ૨॥ ૩૨॥ | ૨૩ ૨॥ ૫૭॥ | ૩૩ ૨॥ ૮૨॥ | ૪૩ ૨॥ ૧૦૭॥ |
| ૪ ૨॥ ૧૦ | ૧૪ ૨॥ ૩૫ | ૨૪ ૨॥ ૬૦ | ૩૪ ૨॥ ૮૫ | ૪૪ ૨॥ ૧૧૦ |
| ૫ ૨॥ ૧૨॥ | ૧૫ ૨॥ ૩૭॥ | ૨૫ ૨॥ ૬૨॥ | ૩૫ ૨॥ ૮૭॥ | ૪૫ ૨॥ ૧૧૨॥ |
| ૬ ૨॥ ૧૫ | ૧૬ ૨॥ ૪૦ | ૨૬ ૨॥ ૬૫ | ૩૬ ૨॥ ૯૦ | ૪૬ ૨॥ ૧૧૫ |
| ૭ ૨॥ ૧૭॥ | ૧૭ ૨॥ ૪૨॥ | ૨૭ ૨॥ ૬૭॥ | ૩૭ ૨॥ ૯૨॥ | ૪૭ ૨॥ ૧૧૭॥ |
| ૮ ૨॥ ૨૦ | ૧૮ ૨॥ ૪૫ | ૨૮ ૨॥ ૭૦ | ૩૮ ૨॥ ૯૫ | ૪૮ ૨॥ ૧૨૦ |
| ૯ ૨॥ ૨૨॥ | ૧૯ ૨॥ ૪૭॥ | ૨૯ ૨॥ ૭૨॥ | ૩૯ ૨॥ ૯૭॥ | ૪૯ ૨॥ ૧૨૨॥ |
| ૧૦ ૨॥ ૨૫ | ૨૦ ૨॥ ૫૦ | ૩૦ ૨॥ ૭૫ | ૪૦ ૨॥ ૧૦૦ | ૫૦ ૨॥ ૧૨૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧ ૨॥ ૧૨૭॥ | ૬૧ ૨॥ ૧૫૨॥ | ૭૧ ૨॥ ૧૭૭॥ | ૮૧ ૨॥ ૨૦૨॥ | ૯૧ ૨॥ ૨૨૭॥ |
| ૫૨ ૨॥ ૧૩૦ | ૬૨ ૨॥ ૧૫૫ | ૭૨ ૨॥ ૧૮૦ | ૮૨ ૨॥ ૨૦૫ | ૯૨ ૨॥ ૨૩૦ |
| ૫૩ ૨॥ ૧૩૨॥ | ૬૩ ૨॥ ૧૫૭॥ | ૭૩ ૨॥ ૧૮૨॥ | ૮૩ ૨॥ ૨૦૭॥ | ૯૩ ૨॥ ૨૩૨॥ |
| ૫૪ ૨॥ ૧૩૫ | ૬૪ ૨॥ ૧૬૦ | ૭૪ ૨॥ ૧૮૫ | ૮૪ ૨॥ ૨૧૦ | ૯૪ ૨॥ ૨૩૫ |
| ૫૫ ૨॥ ૧૩૭॥ | ૬૫ ૨॥ ૧૬૨॥ | ૭૫ ૨॥ ૧૮૭॥ | ૮૫ ૨॥ ૨૧૨॥ | ૯૫ ૨॥ ૨૩૭॥ |
| ૫૬ ૨॥ ૧૪૦ | ૬૬ ૨॥ ૧૬૫ | ૭૬ ૨॥ ૧૯૦ | ૮૬ ૨॥ ૨૧૫ | ૯૬ ૨॥ ૨૪૦ |
| ૫૭ ૨॥ ૧૪૨॥ | ૬૭ ૨॥ ૧૬૭॥ | ૭૭ ૨॥ ૧૯૨॥ | ૮૭ ૨॥ ૨૧૭॥ | ૯૭ ૨॥ ૨૪૨॥ |
| ૫૮ ૨॥ ૧૪૫ | ૬૮ ૨॥ ૧૭૦ | ૭૮ ૨॥ ૧૯૫ | ૮૮ ૨॥ ૨૨૦ | ૯૮ ૨॥ ૨૪૫ |
| ૫૯ ૨॥ ૧૪૭॥ | ૬૯ ૨॥ ૧૭૨॥ | ૭૯ ૨॥ ૧૯૭॥ | ૮૯ ૨॥ ૨૨૨॥ | ૯૯ ૨॥ ૨૪૭॥ |
| ૬૦ ૨॥ ૧૫૦ | ૭૦ ૨॥ ૧૭૫ | ૮૦ ૨॥ ૨૦૦ | ૯૦ ૨॥ ૨૨૫ | ૧૦૦ ૨॥ ૨૫૦ |

# શેર અને મણની ધાત.

| શેરની ધાત. | મણની ધાત. |
|---|---|
| ૧ શેરના અચ્છેરા ૨ | ૧ મણના અધમણીયા ૨ |
| ૧ શેરના પાશેરા ૪ | ૧ મણના દશશેરા ૪ |
| ૧ શેરના નવટાંક ૮ | ૧ મણની પાંચશેરી ૮ |
| ૧ શેરનાં અધોળાં ૧૬ | ૧ મણની અઢીશેરી ૧૬ |
| ૧ શેરના રૂપીયાભાર ૪૦ | ૧ મણની સવાશેરી ૩૨ |
| ૧ શેરના પૈસાભાર ૭૨ * | ૧ મણના શેર ૪૦ |

| પૈસાભાર અને રૂ. ભારનો સંબંધ. | મણ અને શેરનો સંબંધ. |
|---|---|
| ૪૦ રૂપિયા ભાર=૭૨ પૈસા ભાર. | ૧ મણ=૪૦ શેર. |
| ૩૦ રૂપિયા ભાર=૫૪ પૈસા ભાર. | ૦॥। મણ=૩૦ શેર. |
| ૨૦ રૂપિયા ભાર=૩૬ પૈસા ભાર. | ૦॥ મણ=૨૦ શેર. |
| ૧૦ રૂપિયા ભાર=૧૮ પૈસા ભાર. | ૦। મણ=૧૦ શેર (તોલુ). |
| ૫ રૂપિયા ભાર=૯ પૈસા ભાર. | ૧ પાંચશેરી=૫ શેર. |
| ૨॥ રૂપિયા ભાર=૪॥ પૈસા ભાર. | ૧ અઢીશેરી=૨॥ શેર. |
| | ૧ સવાશેરી=૧। શેર. |

ઉપરની ધાતો બરાબર વિદ્યાર્થીઓને સમજાવી પછી પાછળ લેખાંમાં જણાવ્યા મુજબ ઉલટા સુલટી સવાલો પૂછવાથી બાળકોને મહાવરો પડી જતાં અઘરા જવાબો પણ સહેલાઇથી આપી શકશે અને ધાતો ઉપરનો તેમનો અણગમો છુટી જશે.

---

* મર્હુમ મહારાણી વિક્ટોરિયાના ૭૨ પૈસાભાર=૧ શેર થાય છે, અને હાલના ૯૬ પૈસાભાર=૧ શેર થાય છે; તે વિદ્યાર્થીઓના ધ્યાનમાં શિક્ષકોએ સારી રીતે ઠસાવવું.

**રૂપીઆ આનાની ધાત,**

૪ આનાનો ૦ા રૂ.
૮ આનાનો ૦ાા રૂ.
૧૨ આનાનો ૦ાાા રૂ.
૧૬ આનાનો ૧ રૂ.
૨૦ આનાનો ૧ા રૂ.
૨૪ આનાનો ૧ાા રૂ.
૨૮ આનાના ૧ાાા રૂ.
૩૨ આનાના ૨ રૂ.
૩૬ આનાના ૨ા રૂ.
૪૦ આનાના ૨ાા રૂ.
૪૪ આનાના ૨ાાા
૪૮ આનાના ૩ રૂ.
૫૨ આનાના ૩ા રૂ.
૫૬ આનાના ૩ાા રૂ.
૬૦ આનાના ૩ાાા રૂ.
૬૪ આનાના ૪ રૂ.
૬૮ આનાના ૪ા રૂ.
૭૨ આનાના ૪ાા રૂ.
૭૬ આનાના ૪ાાા રૂ.
૮૦ આનાના ૫ રૂ.
૮૪ આનાના ૫ા રૂ.
૮૮ આનાના ૫ાા રૂ.
૯૨ આનાના ૫ાાા રૂ.
૯૬ આનાના ૬ રૂ.
૧૦૦ આનાના ૬ા રૂ.

**આના દોકડાની ધાત.**

૧ આનાના ૬ા દોકડા.
૨ આનાના ૧૨ાા દોકડા.
૩ આનાના ૧૮ાાા દોકડા.
૪ આનાના ૨૫ દોકડા.
૫ આનાના ૩૧ા દોકડા.
૬ આનાના ૩૭ાા દોકડા.
૭ આનાના ૪૩ાાા દોકડા.
૮ આનાના ૫૦ દોકડા.
૯ આનાના ૫૬ા દોકડા.
૧૦ આનાના ૬૨ાા દોકડા.
૧૧ આનાના ૬૮ાાા દોકડા.
૧૨ આનાના ૭૫ દોકડા.
૧૩ આનાના ૮૧ા દોકડા.
૧૪ આનાના ૮૭ાા દોકડા.
૧૫ આનાના ૯૩ાાા દોકડા.
૧૬ આનાના ૧૦૦ દોકડા.

---

૧૨ ઈંચનો ૧ ફુટ.
૩ ફુટનો ૧ વાર.

---

૨ આંગળનો ૧ તસુ.
૨૪ તસુનો ૧ ગજ.
૩૬ તસુનો ૧ વાર.

# લેખાં ( પલાખાં ) આણુપાણુનાં ને સાદાં.

૧. એક ઘરને ૬ બારીઓ છે તો ૧૫ ઘરને કેટલી બારીઓ હોય?
૨. ત્રણ ગાયો અને ૭ બળદના પગ કેટલા થાય?
૩. ત્રણ આનાની અને ૭ પૈસાની પાઇઓ મળીને કેટલી થાય ?
૪. એક ટોપીના ૬ આના પડે તો ૨૫ ટોપીઓના કેટલા રૂા ?
૫. એક ઘોડો ૫ શેર ચણા ખાય તો ૧૬ ઘોડા કેટલા મણ ખાય ?
૬. મારી પાસે ૯૬ દાડમ છે, તે ૧૬ જણને વહેંચું તો દરેકને કેટલાં આવે ?
૭. ૪૫ રૂા માંથી દરેકને ૪—૪ રૂા આપું તો કેટલા જણને મળે ? અને કેટલા રૂા વધે ?
૮. ૧૫ મણ બોજો ઉપાડવાને ૫ મજુર જોઇએ તો ૬૦ મણ બોજો ઉપાડવાને કેટલા મજુર જોઇએ ?
૯. ૨૦૦ કોથળીમાંથી ૨૦—૨૦ કોથળીની ઢગલીઓ કેટલી થાય ?
૧૦. એસ૦ બી૦ શાહની દુકાનેથી ૩૬ કાગળ લેઈ મેં ૬ પૈસા આપ્યા તો ૧ પાઇના કેટલા કાગળ થયા ?
૧૧. ૨ા શેરનાં અધોળા વધારે કે ૧ા શેરનાં નવટાંકાં ?
૧૨. ૩પા શેર—૨ અચ્છેર ૪ નવટાંક ને ૨ અધોળ મળીને કેટલું થયું?
૧૩. ૧૨ા મણ અનાજમાંથી ૧ા શેર અનાજની કેટલી ઢગલી થાય ?
૧૪. ૪ મણની પાંચશેરીઓ વધારે કે ૨ા મણની દસ શેરીઓ ?
૧૫. ૧ા શેરના પાશેરા વધારે કે ૪ શેરના અચ્છેરા ?
૧૬. ૯૬ આનાના રૂા૦ કેટલા ? અને ૨ાા રૂ. ના આના કેટલા ?
૧૭. ૬ આનાના દોકડા કેટલા ? અને ૩૭ા દોકડાના આના કેટલા ?
૧૮. ૮૦ રૂા. માંથી ૫—૫ આનાના કેટલા ભાગ થાય ?
૧૯. ૪૦ રૂા. લેઈ બજારમાં ગયો ૨૦) રૂા. નું કાપડ, ૩) રૂા. નો

મેવો ને ૫) રૂ. ના પુસ્તકો તથા ૮ આનાની એસ૦ બી૦ શાહની ડાયરી લીધી તો મારી પાસે કેટલા રૂ૦ બાકી રહ્યા ?

૨૦. એસ૦ બી૦ શાહની દુકાનેથી મેં લેસન લખવાની અઢી આનાની ડાયરી લીધી, શાહે ડાયરી સાથે મને પાા આના પાછા આપ્યા તો મેં શાહને શું આપેલું ?

## દિશાઓ અને ખૂણા.

૧ સવારમાં ઉઠીને આકાશ તરફ જોતાં જે બાજુ લાલ જણાય અને સુરજ ઉગ્યો હોય તે ઉગમણી કે પૂર્વ દિશા કહેવાય.

૨ સાંજે સંધ્યાકાળ થતી વખતે જે બાજુએથી સુરજ વાદળામાં ઢંકાઈ જાય એટલે આથમી જાય તે આથમણી કે પશ્ચિમ દિશા કહેવાય.

૩ પૂર્વ દિશા ભણી મોં કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફની ઉત્તર દિશા કહેવાય.

૪ પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રહીએ તો જમણા હાથ તરફની દક્ષિણ દિશા કહેવાય.

**નકશાની દિશાઓઃ—**

નકશા સામું મોં કરીને ઉભા રહીએ તો જમણા હાથ તરફ પુર્વ, ડાબા હાથ તરફ પશ્ચિમ, મથાળે ઉત્તર અને નીચેની તે દક્ષિણ દિશા કહેવાય.

**ખુણાઃ—**

૧ પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેનો અગ્નિ ખુણો.
૨ દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેનો નૈરૃત્ય ખુણો.
૩ ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ઇશાન ખુણો.
૪ પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેનો વાયવ્ય ખુણો.

---

## દિશાઓનું ગીત.

આવો આવો રે સઘળા ભાઇ,
સમજીએ દિશા ને ખુણા આંહી.
હંમેશ રાતે વ્હેલા સુઇને, ઉઠો વ્હેલા તમે વીર;
ઉઠી પ્રભાતમાં જોશો આકાશ તો, દેખાશે લાલ લાલ તીર.
આવો આવો૦ ૧
લાલ લાલ ભાગમાં ઉગ્યો સુરજ જ્યાં.
પૂર્વ દિશા એ કહેવાય;
નામ ઉગમણી બાજુ છે એનું,
સંભાળી રાખજો સદાય. આવો આવો૦ ૨
સાંજ પડયા પછી સંધ્યા કહેવાશે,
સુરજ આકાશમાં જાય;
અસ્ત થયો રવિ માટે આથમણી,
પશ્ચિમ એ દિશાય. આવો આવો૦ ૩
પૂર્વ ભણી મુખ રાખીને વીર તું,
જમણી બાજુએ નિહાળ;
ઉત્તર દિશા એ જમણી તરફની,
ડાબી તે દક્ષિણ દિશાય. આવો આવો૦ ૪
દક્ષિણ પૂર્વની વચ્ચેનો ભાગ તે.
અગ્નિ ખુણો એ દેખાય.
પશ્ચિમ ને દક્ષિણની મધ્યમાં,
જો જો નૈરૂત્ય એ જણાય. આવો આવો૦ ૫
ઉત્તર પૂર્વની મધ્યે તું ધારજો,
ઇશાનનું એ નિશાન જો;

વાયવ્ય કોણ છેલ્લો રહ્યા તે,
પશ્ચિમ ઉત્તરે જાણુ.                    આવો આવો૦ ૬

લેખકઃ—ગવરીશંકર આશારામ—માસ્તર.
અમદાવાદ.

---

શ્રી.

## ધોરણ બીજાની નોટ.

### પ્રભુ પ્રાર્થના.

પ્રભુ તને સદા સદા, ખુશી થઇ નમું નમું;
હમેશ હું હરૂંફરૂં, તને હું કેમ વીસરૂં. ૧
જમીન, પાણી, વાયરો, વનસ્પતિ, જનાવરો;
અનાજ ઘાસ તેં કર્યાં, અનેક રંગ આદર્યાં. ૨
સુખી થવા કર્યું સહુ, ભલો ન કેમ થાઉં હું;
ભુલોની માફ માગી હું, તને સદા નમું નમું. ૩

---

હે વિશ્વ નિયંતા નાથ ! ચરાચર સ્વામી,
વંદુ હું તમને વાર વાર બહુ નામી.
સદ્ બુદ્ધિ આપીને દુરબુદ્ધિ હરિ કાપો,
સેવક પર કરીને કૃપા સુવિદ્યા આપો.
આ સકલ વિશ્વનાં કષ્ટ નિવારો નાથ,
દિન દિન પ્રત્યે પ્રભુ સુખી કરો આ સાથ.
પ્રભુ કૃપા થાય તો નિશદિન સુખીયાં થઇએ,
ગુણ નાથ તમારા નિત્ય સર્વ મળી ગાઇએ.

( ગુ. શા. પત્ર. ) ૧૯૦૬

## ડ્રીલ.

સુમન સદા સુધારવા, ઉમંગે અંગ વાળવા,
આ બાહુ બળ વધારવા, હરો ફરો અપાર.
સવાર સાંજ રોજ ચોખ્ખી હવા લે તાજ,
તું અંગ બળ વધારશે, શરીર તો સુધારશે,
સ્થીર તન જમાવશે ખચીત ચીત વિચાર.

( યોગ્ય ઝડપથી ગાવાનું. )

ડ્રીલ આપણી પુરી થઈને, ચાલો જઈએ બારોબાર;
તાલે તાલે પગ ઉપાડી, ચાલો સર્વે હારોહાર.
શાંત બનીને સર્વે ચાલો, આડું અવળું નવ જોશો;
સાચવજો સૌ દફતર પોથી, નહિં તો તેમાંનું ખોશો.
નજર આપણી સામે રાખો, ચાલો સૌ એક એક પુંઠે;
સંભાળી સંભાળી ચાલો, હાર આપણી નવ તુટે.
ઉભા રહો સૌ સૌને ઠામે, આઘા પાછા નવ થાશો;
સૌ સાથે શિક્ષકને હેતે, નમન કરી બેસી જાશો.

---

## પાઠ ૧ લો. સવાર ને સાંજ.

**સવારઃ**—રાત્રે સુતેલાં માણસો અને જાનવરો ઉઠીને પોતપોતાને ધંધે વળગેછે તે વખતને સવાર કહેછે. અથવા રાત્રિનું અંધારૂં જતું રહી આકાશની બાજુએ લાલ રંગની દેખાય અને સુરજ ઉગવાથી જમીનપર તથા આકાશમાં બધે પ્રકાશ જણાય તે સવાર કહેવાયછે.

**સવારનો વખતઃ**—સવાર પડે એટલે લોકો ઉંઘમાંથી ઉઠી, દાતણ પાણી કરી, નાહી ધોઇ પોતપોતાને ધંધે વળગી જાય છે, ખેડુત હળ જોડી ખેતરમાં જાય, દુકાનદારો દુકાન ઉઘાડી માલ ગોઠવે,

મીલના નોકરો નોકરી ઉપર જાય, એમ સૌ પોતપોતાને કામે લાગી જાયછે. આ વખતે ભણનારાં છોકરાંઓ લેસન કરવા બેસી જાયછે, પંખીઓ ઝાડપર બેસી કલોલ કરેછે, અને અહીંથી તહીં ખોરાક શોધવા ભમે છે. દહેરાંઓમાં ઘંટ વાગે છે. રાજમારગો છંટાય છે, ભકતલોકો ભગવાનનું ભજન કરવા લાગેછે, ચોર લોકો સંતાઇ જાયછે. સોની અને કંસારાઓ પોતાના ઘાટ ઘડવા માંડેછે. બધી વનસ્પતિ ખીલેલી દેખાયછે,પ્રભાતના ઠંડા પવનની લેહેરથી તમામ પ્રાણીઓ ને વનસ્પતિને આનંદ થાય છે.

દલપતરામ કવીએ કહ્યું છે કેઃ—સવારનાપહોરમાં ઉઠીને વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ કરવા બેસેતો આઠ દસ માસમાં સારા હોશીયાર થઇ જાયછે. અને સવારનાપહોરમાં જો રોગી માણસો હમેશાં બાગની તાજી હવા લેવા જાય તો શરીર તંદુરસ્ત થઇ જાયછે.

બપોરઃ—સવાર વીત્યા પછી સુરજ ધીમે ધીમે ચઢતો જાય છે તે જ્યારે માથા ઉપર એટલે આકાશના મધ્ય ભાગમાં આવે ત્યારે મધ્યાન્હ કે બપોર કહેવાય છે. બપોર થયા કે તાપ લાગવા માંડે છે. તે વખતે ખેડુત વિગેરે જરા વાર આરામ લે છે. બપોર વીતી ગયા પછી સુરજ પશ્ચિમ દિશા તરફ ઉતરતો જાય છે, એટલે તડકો ઓછો થાય છે, પછી સુરજ આથમે છે ત્યારે સાંજ પડી કહેવાય છે. સાંજે તાપ ઘણોજ ઓછો થઇ જાય છે.

સાંજઃ—સુરજ આથમ્યો એટલે થોડી વાર સુધી આકાશ લાલ દેખાય છે, તે વખતને સંધ્યાકાળ કે સાયંકાળ કહે છે. દીવાબત્તી થઇ ગઈ એટલે સાયંકાળ વીતિને રાત્રિ પડી કહેવાય. સંધ્યા એટલે સાંજ થતાં માણસો પોતાના કામ ધંધા પરથી પાછાં ફરે છે, પક્ષીઓ ખાવાનું બંધ કરી પોતપોતાના માળામાં જઇને બે-

સે છે, ઘેર ઘેર અને જાહેર રસ્તાઓ ઉપર દીવાબત્તી થઇ રહેછે, અને વાળુ કરવાની તૈયારી થાયછે. રાત્રી પડી એટલે દિવસની ધમાચકડી બંધ પડી જાય છે. અને એ શાંત રાત્રિમાં તમામ પ્રાણીઓ આરામ લે છે (ઉંઘે છે.) પછી સવારે પાછાં વહેલાં ઉઠી કામે લાગે છે.

પાઠ ૨ જો હવા ને પવન.

હવા:—હવાને હાથવડે પકડી શકાતી નથી, તેમ આંખવડે જોઇ શકાતી નથી. પણ આપણા શરીરને તે લાગે છે તેથી હવાને આપણે જાણી શકીએ છીએ. શિયાળામાં ઠંડો પવન આપણને લાગે ત્યારે ઠંડી હવા છે એમ કહીએછીએ, અને ઉનાળામાં જ્યારે લૂ વાયછે ત્યારે ગરમ હવા છે એમ કહીએ છીએ—'હવા' એ તો તમામ પ્રાણીઓનાં જીવનનો આધાર છે. જો હવા ન હોય તો આપણે ગુંગળાઇને મરી જઇએ, ઝાડ પાનને વનસ્પતિ પણ હવા વગર તો જીવી શકેજ નહિં. તાજી અને ચોખ્ખી હવા રોગી માણસોને પણ સાજા કરેછે. માણસો બગીચામાં હવા ખાવા જાયછે. શ્રીમંતો યા રાજા મહારાજા પોતાના બંગલાઓમાં અને પર્વત અગર દરિયાકિનારે હવા ખાવા જાયછે.

પવન:—હવા અને પવનમાં ઝાઝો ફેર નથી. પવન ધીમો હાલે છે તે હવા કહેવાય છે. હવા હાલે છે તે પવન કહેવાય, ને હવા ઘણા જોરથી વાય ત્યારે ખુબ પવન વાયો અને તોફાન થયું કહેવાય. પવન જ્યારે જોરથી વાય છે ત્યારે પુષ્કળ ધુળ અને કાંકરા ઉરાડી વંટોળીઆ બનાવે છે, કાચાં ઘરોને તથા છાપરાંને તોડી પાડે છે, અને ઝાડોને મૂળમાંથી ઉખેડી નાખે છે. જો લગાર પણ આગ લાગી હોય તે વખતે પવન બહુ હોય તો આગ વધારે ફેલાય છે, અને ગામડાં તથા શહેરોનો કોઇ ભાગ બાળી નાખે છે.

આ ઉપરથી એમ ન સમજવું કે આવો તોફાની પવન આ-

પણુન કાંઇ પણુ કામનો નથી. એજ તોફાની પવન દૂરના સમુદ્રો પરથી વાદળાં ઘસડી લાવી પર્વતો સાથે અથડાવે છે, જેથી જમીનપર વરસાદ પડે છે, અનાજ પાકે છે, અને સરોવરો તથા નદીઓ ભરાય છે. વળી એજ પવનને લીધે રસ્તાપરનો કચરો ખેંચાય છે, ને ફુલોનો વાસ ફેલાય છે, તથા દરીઆપરનાં વહાણુ ચાલે છે. પવન વાતો બંધ પડે તો માણુસો અને જાનવરો અકળાઇને મરી જાય. માટે પવન ઘણો જરૂરનો છે.

## પાઠ ૪૩ મો. ચાક.

ચાકઃ—રંગે ધોળો, ભારે, નક્કર, અપારદર્શક અને શોષક હોયછે. નિશાળમાં કાળા પાટીઆ ઉપર ચાકથીજ અક્ષર કાઢવામાં આવે છે.

ચાક કેટલાક દેશની ખાણોમાંથી નિકળે છે. જમીનમાં ઘણે ઉંડે સુધી ખોદતાં ચીકણી માટી અને ધુળ લાગેલો ચાક બહાર આવેછે. દરીઆના ઉંડા પાણીમાં ઘણાં ઝીણાં જંતુઓ ચાક બનાવેછે. અને પછી ચાકનાં ઝીણાં છિદ્રોમાં તે જંતુઓ ભરાઇ રહેછે. વખત જતાં દરીઓ આઘો ખસી જવાથી જંતુઓએ બનાવેલા ચાક ઉપર જમીનના થર ચઢી જાયછે ને જમીનમાં ઘણે ઉંડે ચાક દબાઇ જાયછે.

ચાક જાતે પોચો અને બરડ હોવાથી છોકરાંઓ તેનો ચુરો કરી ખડીઆમાં નાખી તેમાં પાણી રેડી ખડી બનાવી કીત્તા લખે છે. પાટીઆ ઉપર લખતી વખતે ચાક ઘસાયછે. અને તેમાંથી ઝીણા ઝીણા કણુ જુદા પડે છે. ચાકનો ભુકો કાચના વાસણુ માંજવામાં કામ આવે છે. ચાકનું પાણી કરી ઘર ધોળવાના કામમાં પણુ આવે છે. અને કોઇ કોઈ ઠેકાણે ખેતરમાં ખાતર તરીકે પણુ ચાકનો ઉપયોગ થાય છે.

ચાકને પાણીમાં નાખવાથી તે ઓગળતો નથી પણુ પાણીને ચુસી લે છે તેથી શોષક કહેવાય છે. ચાકને જો ભઠ્ઠીમાં નાખી-

એ તો તે ધાતુની પેઠે પીગળતો પણ નથી.

**ચાકનો ચુનો!** ચાકને ભઠ્ઠીમાં નાખી ખુબ શેકે છે. પછી બહાર કાઢી તેના ઉપર પાણી રેડે છે એટલે તે બહુજ કઠણુ બની જાય છે. તે ચુનો કહેવાય છે. એ ચુનાના ભુકામાં રેતી ભેળવી ખુબ ગુંદે છે એટલે પાકો ચુનો અથવા કોલ તૈયાર થાય છે. તે કોલ ઘર બાંધવાના કામમાં આવે છે.

## પાઠ ૪ થો તાંબુ ને તાંબાનાં વાસણો.

**તાંબુ:**—તાંબાનો રંગ લાલ હોય છે. તેનો રણકો થાય છે. તેનાં વાસણો અને સિક્કાઓ હમેશાં આપણા જોવામાં આવે છે.

**ઊત્પત્તિ:**—જમીનમાંથી તાંબુ, પત્થર તથા માટી સાથે મળેલું નીકળી આવે છે. તે કાચી ધાતુ કહેવાય છે. તેને ભઠ્ઠીમાં ગાળે છે એટલે માટી, પત્થર વિગેરે લાગેલું હોય તે નીકળી જાય છે. ત્યારે તે શુદ્ધ ત્રાંબુ કહેવાય છે.

ગુણ:—તાંબાને હથોડા વતી ટીપવાથી તેના તાર થઈ શકે છે. જાતે ચીકણું અને ભારે છે. તેને માંજવાથી ચળકાટ મારે છે અને પછાડવાથી રણકો થાય છે.

ઊપયોગ:—તાંબાનો ઘણો ઉપયોગ વાસણો તથા સિક્કા બનાવવામાં થાય છે. અને તે બનાવવા માટે પ્રથમ તેનાં પતરાં બનાવવામાં આવે છે આપણા દેશમાં તાંબાનાં પતરાં બનાવવાનાં કારખાનાં ન હોવાથી વિલાયતથી તાંબાનાં પતરાં તૈયાર થઇ અત્રે આવે છે અને પછી તેના ઘાટ બનાવે છે.

એ પતરાંના લોટા, લોટીઓ, ઘડા, દેઘડા, ત્રાંબાકુંડીઓ વગેરે ઘાટ કંસારા લોકો બનાવે છે. પતરાંને ટીપવાથી લાંબાં, પહોળાં, પાતળાં અને જેમ વાળવાં હોય તેમ વળી શકે છે. વળી એ પતરાંના પાઇ, અધેલા, પૈસા, ઢબુ વિગેરે સીક્કા પણ બનાવે

છે. તે કંસારા લોકોથી અગર બીજા કોઇથી બનાવી શકાય નહિ. સિક્કા પાડવાનું કારખાનું મુંબાઇની ટંકશાળમાં છે ત્યાં સરકાર તરફથીજ સિક્કા પાડવામાં આવે છે. સરકાર સિવાય બીજો કોઇ માણસ જો સિક્કા પાડવાનો ધંધો કરે તો તેને ભારે સજા થાય છે.

**કાટ:**—તાંબાના વાસણમાં ખાટી ચીજ રાખી મુકીએ તો તેમાં લીલો કાટ બાઝેછે, તેને જંગાલ કહેછે. જંગાલ પેટમાં જાય તો મરણ થાયછે. માટે તાંબાનાં વાસણોને કલાઇ દેવરાવ્યા સિવાય કામમાં લેવાં નહિ. ત્રાંબુ ને કલાઇની મેળવણીથી 'કાંસુ' બનેછે.

## પાઠ ૫ મો. પિત્તળ ને પિત્તળનાં વાસણો.

**પિત્તળ:**—પિત્તળનો રંગ પીળાશ પડતો હોય છે. તેના સિક્કા બનતા નથી. ફક્ત વાસણો અને તાળાં, સાંકળ, મજાગરાં, કડાં, વિગેરે બને છે. તાંબા કરતાં પિત્તળ સસ્તું મળે છે. પણ તાંબા કરતાં કઠણ વધારે હોય છે અને ચળકાટ બહુ મારે છે ત્રાંબુ જેમ ભોંયમાંથી નીકળે છે તેમ પિત્તળ ભોંયમાંથી નીકળતું નથી પણ તાંબુ ભઠ્ઠીમાં ઓગાળી તેમાં જસત મેળવવાથી પીત્તળ બને છે. જેથી પીત્તળ એ મિશ્ર ધાતુ કહેવાય છે.

પિત્તળનાં પતરાં પણ વિલાયતથી તૈયાર થઇને આપણા દેશમાં આવેછે, તે પતરાંના કણસારા લોકો લોટા, વાડકા, દેધડા ઘડા, કમંડળ, કોઠીઓ, પવાલીઓ, રકાબીઓ, બરણીઓ, તપેલીઓ વિગેરે બનાવેછે અને તાળાં, કડાં, મજાગરાં, સાંકળો બનાવે છે.

તાંબા પિત્તળનાં વાસણોના સાંધા સાંધ દેવામાં કંસારાલોકો રેણનો ઉપયોગ કરેછે. પિત્તળના સાંધા મેળવવાના રેણમાં તાંબુ વધારે હોયછે ને તાંબાના સાંધા મેળવવાના રેણમાં જસત વધારે હોયછે.

પિત્તળનાં બધાં વાસણો એકલા કંસારાજ બનાવે છે એમ ન ધારવું. પણ હાથની મદદથી ચાલતા તથા વરાળયંત્રથી ચાલતા

સંચાઓમાં પણ પિત્તળનાં વાસણો બનાવવામાં આવે છે. સાંધા વગરનાં વાસણો જેવાં કે રકાબી, તાસક, મોટા ટાટ, પ્યાલા, વાડકીઓ વિગેરે કે જેને ચળકીનાં વાસણો કહેછે તે બધાં સંચા-માંજ બનેછે. પિત્તળનાં વાસણો ભાગી ગયાં હોય તો તેને ગાળીને ફરીથી પણ વાસણો બની શકેછે.

કાટ:—ત્રાંબાનાં વાસણોની માફક પિત્તળનાં વાસણોને પણ કાટ ચડે છે. પિત્તળનો કાટ ત્રાંબાના જેવો સખત નથી હોતો તોપણ તે ખાવામાં આવે તો ઉલટી કરાવે છે. એ કાટ લીલા લીલા રંગનો હોય છે. અને વાસણો સાફ ન રાખવાથી તથા ખાટી ચીજો ઘણો વખત રાખી મુકવાથી લાગે છે. કાટ ન ચડે માટે પિત્તળનાં વાસણોને પણ કલાઇ દેવરાવવી જોઇએ.

## પાઠ ૬ ઠો. જુદી જુદી જાતનાં ઘાસ ભાગ. ૧.

ઘાસ બે પ્રકારનાં હોય છે.

( ૧ ) વરસાદ પડવાથી પોતાની મેળે ઉગી નીકળે છે તે.

( ૨ ) ખાસ વાવીએ તોજ ઉગી નીકળે છે તે.

આ પાઠમાં આપણે પહેલી જાતનાં ( પોતાની જાતે ઉગી નીકળનારાં ) ઘાસ સંબધી જાણવાનું છે.

### પોતાની જાતે ઊગનારાં ઘાસ.

(૧) દાભ, (૨) ઝીંઝવો, (૩) મોથ, (૪) ધરો, (૫) સરકટ, ને (૬) મૂંજ વીગેરે.

(૧) દાભ:—એ જાડી પાંદડીનું ઘાસ છે. એની પાંદડીની કોર તીક્ષ્ણ ધારવાળી હોય છે. દાભનાં મુળીઆં મોટા સોયા કરતાં પણ વધારે જાડાં અને જમીનમાં ઘણે ઉંડે સુધી ઉતરેલાં હોયછે. હળવડે ગમે તેવી રીતે ખેડવાથી પણ તે નીકળી જતાં નથી. એ મુળ જમીનમાંથી તદન તો કાઢી શકાતુંજ નથી. તેથી

જેમાં દાભ ઉગે તે ખેતર નકામું થઇ પડે છે.

દાભને હિંદુલોકો ને પારસીલોકો પવિત્ર માનેછે. હિંદુઓની ધાર્મિક ક્રિયાઓ વખતે દાભની ખાસ જરૂર પડેછે. મરી ગએલાનું શ્રાદ્ધ સરાવતી વખતે દાભના તરણાની વીંટી પહેરાવેછે અને દાભવડેજ પીંડ વહેવરાવે છે. વળી ચંદ્રગ્રહણ તથા સુર્યગ્રહણ વખતે હિંદુલોકો ઘરનાં બારીબારણાં, જાળીઓ તથા ટોકાઓ ઉપર દાભનાં તરણાં ઘાલે છે કે જેથી આભડછેટ લાગે નહિ.

દાભની માફક ' જવાસા ' નામના કાંટાવાળા નાના નાના છોડ પણ ખેતરમાં પોતાની જાતે ઉગી નીકળેછે; તેનાં મૂળ પણ ઘણે ઉંડે ઉતરેલાં હોવાથી હળવડે જમીન ખેડતાં પણ તે નીકળતાં નથી. જવાસાવાળાં ખેતર પણ વાવેતરને માટે તો નાલાયકજ છે.

(૨) ઝીંઝવો:—આ ઘાસ ચરી ખાનારાં જાનવરોને બહુ ભાવેછે. લીલું વાઢી, સુકવીને ખેડુતો તેની પુળીઓ બાંધી ગંજીઓ કરી રાખી મુકે છે.

(૩) મોથ:—એનાં મુળીઆંપર ગોળ ગડીઓ હોયછે તેમાંથી સારી સુગંધ આવેછે. ને તેમાંથી અત્તર નીકળેછે. મોથ ખુજળી ઉપર ચોપડવાના તથા ધુપેલમાં નાખવાના કામમાં આવે છે.

(૪) ધરો કે દરો:—ધરોની પાંદડીની ધાર ઝીણી ઝીણી સોયો જેવી હોયછે. એની દાંડી જમીનપર ફેલાયછે. દાભની માફક એનાં મૂળીઆં પણ જમીનમાં એવી જડ ઘાલે છે કે ગમે તેટલી વાર કાઢી નાખીએ તોપણ ફરી ફરીને ઉગે છે.

હિંદુલોકો દેવપૂજન તથા ધાર્મિક ક્રિયાઓમાં ધરોનો ઉપયોગ કરેછે. કારણ કે ધરોને તેઓ પવિત્ર માનેછે. ધરોઆઠમને દિવસે વ્રત કરનારી સ્ત્રીઓ ધરોની પૂજા કરીને ઉપવાસ કરેછે.

(૫) સરકટ:—આ ઘાસ પાણીને વહેવાના માર્ગ ઉપર

ઉગેછે. બધા ઘાસોથી જુદી જાતનું હોયછે. એની ચમરી બહુ સુંવાળી હોયછે. જાનવરોને એની વાસ બીલકુલ ગમતી ન હોવાથી તેને ખાતાં નથી. સરકટ સુકાયછે ત્યારે તેની સળીઓની ટોપલીઓ, સાહડીઓ, સૂપડાં, કંડીઆ, વાછટીઆં વિગેરે બનાવવામાં આવેછે.

(૬) મૂંજઃ—સરકટની પાંદડીને મૂંજ કહેછે. તેને ખૂબ કચરીને પલાળે છે ને તેની દોરી વણે છે તેને મૂંજની દોરી કહે છે. એ દોરીના ખાટલા ભરે છે અને દોરડાં બનાવે છે.

## પાઠ ૭ મો. જુદી જુદી જાતનાં ઘાસ ભાગ ૨ જો.

ગયા પાઠમાં પોતાની જાતે ઉગી નીકળતાં ઘાસ સંબંધી આપણે શીખી ગયા. હવે આ પાઠમાં વાવવાથીજ ઉગી નીકળનારાં ઘાસ સંબંધી આપણે સમજવાનું છે.

બાજરીના સાંઠા, જારના સાંઠા, શાતડીઆનો સાંઠો, ડાંગરનું પરાળ, ઘઉંનું કડબ વીગેરે ઘાસ વાવવાથીજ ઉગે છે.

આપણે જે જે અનાજ ખાઇએ છીએ તે બધાં જુદી જુદી જાતના ઘાસનાં બી છે. કારણ કે હજારો વર્ષો થયાં લોકો જાર, બાજરી, ઘઉં જવ, ડાંગર વીગેરેની ખેતી કરેછે. જેમ જેમ વધારેવાર એ અનાજ વવાતાં ગયાં તેમ તેમ તેસનો સાંઠો મોટો અને જાડો થતો ગયો તથા બી પણ વધતું ગયું. તેજ કારણથી અનાજનું બી બીજાં ઘાસનાં બી કરતાં મોટું થયું છે.

વળી મહીકાંઠા તરફના ગરીબ ભીલલોકો નાગલી, સામો, થેક વીગેરે ખાઇનેજ જીવે છે. તે બધાં અનાજ પણ ઘાસના બી જેવાંજ હોયછે તેથી આપણે જે જે અનાજ ખાઇએ છીએ તે બધાં જુદી જુદી જાતના ઘાસનાં બી છે. ઉપરના સાંઠાનું બી તે જાર. બાજરીના સાંઠાનું બી તે બાજરી. ડાંગરના રોપાનું બી તે ડાંગર અને ઘઉંના રોપાનું બી તે ઘઉં.

ઘાસ અને સાંઠામાં કાંઈપણ જાતનો તફાવત નથી. બંનેની પાંદડી સરખીછે. જ્યાં આગળ પાંદડી બાઝેલી હોયછે ત્યાં ઘાસ અને સાંઠાને બન્નેને ગાંઠો હોયછે. એક ગાંઠાથી બીજા ગાંઠા સુધી બન્નેને સળંગ સળી હોયછે. તે સળીને પેર કે કાતળી કહેછે. અને ઘાસને માથે જેમ પાંદડીનો ગુચ્છો હોયછે તેમ સાંઠાને છેડે પણ તેવો ગુચ્છો હોયછે, તથા બન્નેનાં મૂળીઆં એક બીજાને તદ્દન મળતાંજ આવેછે.

## પાઠ ૮ મો. ખેડુત અને હળ.

ખેડુતઃ—જમીન ખેડી તેમાં અનાજ પકવનાર તે ખેડુત કહેવાયછેઃ—સવારમાં વહેલો ઉઠી હળ જોડી ખેડુત ખેતરમાં કામે જાયછે. તેનું હળ ગામના સુથારે બનાવેલું હોયછે. તેમાં એટલું બધું વજન હોયછે કે આપણાથી તે ઉચકી શકાય નહિ. છતાં ખેડુત તેને ઝપાટાબંધ ઉચકીને નીચે મુકી શકેછે. હળની અંદર લોઢાની કોશ હોયછે તેને હળપુણી કહેછે. તેને ચવડું જડેલું હોયછે. હળમાં લાંબો સડ હોયછે તેને ધુંસરી બાંધી બળદને જોડેછે. ને પછી છડો પકડી હળ હાંકેછે. છડા ઉપર ભાર દેવાથી કોશ જમીનમાં ઉતરેછે. જેથી જમીન ખેડાઇને પોચી થવાથી ચાસ સારા પડેછે. સવારથી બપોર સુધી એક સામટું કામ કરી હળ છોડેછે ને બળદ ચરવા સારૂ છુટા મુકી દેછે.

બપોરે ઘેરથી ભાથું આવેછે. તેમાં રોટલા, અથાણું, મરચું, દાળ, ચટણી વિગેરે હોયછે. ભાથું ખાઈ જરા વિશ્રાન્તિ લઇ ખેડુત પાછો હળ જોડી કામે લાગી જાયછે. તે છેક સાંજ પડીને સંધ્યાકાળ થતાં સુધી હળ ફેરવી સાંજે પાછો ઘેર જઈ બળદને છોડી દાણો ખવડાવી, પાણી પીવડાવી, કોઢમાં બાંધી ચારો નીરેછે.

રાત્રે ખેડુતને બહુ ભુખ લાગેછે. ત્યારે પણ છાશ કે દુધ સાથે રોટલા કે ખીચડી ખાયછે. જોકે ઊંચો, સ્વાદિષ્ટ અને મીઠો ખોરાક એ

ક્રુત ખાતો નથી, તોપણ તેનું શરીર મજબુત, કૌવતવાળું અને નિ-
રોગી રહેછે. આખો દિવસ સખત કામ કરી થાકીગયેલો હોવાથી તેને
રાત્રે સારી ઉંઘ આવેછે, તે કદી પણ આળસુ થઈ બેસી રહેતો નથી.

આખી દુનિયાંના જીવનનો આધાર ખેડુત ઉપર છે. અ-
નાજ, ફળ, ફુલ, કપાસ વિગેરે ટાઢ, તાપ ને વરસાદ વેઠીને પણ
ખેડુત તૈયાર કરેછે. ખરેખર ખેડુત જગતનો પાળનારો છે.

## પાઠ ૯ મો. ડાંગર.

ડાંગરઃ—આપણે ચોખા અથવા ભાત ખાઇએ છીએ તે ચોખા
જેમાંથી નીકળે છે તે ડાંગર કહેવાય છે.

ચોમાસાની મોસમમાં એક નાનો ક્યારો કરી તેમાં ડાંગર વાવેછે.
તેના છોડ ઉગી નીકળેછે તે ધરૂ કે તરૂ કહેવાયછે, એ ક્યારાની સાથે
બીજા ક્યારડાને ખેડીને તૈયાર કરી મુકેલા હોયછે. પછી જ્યારે જોઇએ
તેવો વરસાદ પડેછે ત્યારે પેલા નાના ક્યારાઓમાં રોપેલું ધરૂ
ઊખેડી લાવી આ ક્યારડાઓમાં છુટું છુટું રોપી દે છે. ધરૂ
રોપતાં ખેડુતને વરસાદ ખમવો પડેછે અને કાદવ કચરાવાળા
પાણીમાં કામ કરવું પડેછે. ડાંગરને પાણી ઘણું જોઇએ જેથી
ક્યારડાઓની આજુબાજુ પાળ કરી તેમાં પાણી ભરી રાખેછે,
ધરૂ રોપ્યા પછી કેટલીક મુદત સુધી ડાંગરના ક્યારડા લીલાછમ
દેખાયછે. દૂરથી જોતાં લીલા રંગની જમીન હોય તેવું જણાયછે.

પછી ડાંગર પાકેછે ત્યારે પીળા રંગની થાયછે, અને સુકાવા
માંડેછે. સુકાઇ ગયા પછી તેની પુળીઓ બાંધીને ખળીમાં લઇ
જાયછે. ત્યાં પરાળ અને દાણા છુટા પાડવામાં આવે છે. પરાળ
ઢોરને ખાવાના કામમાં આવેછે. દાણા તે ડાંગર કહેવાય છે. તેને
ભરડીને ખાંડવાથી ફોતરાં અને ચોખા જુદા પડેછે, એ ચોખા
રાંધીએ તે ભાત કહેવાય. ભાત આપણા ખાવાના કામમાં આવેછે.

## પાઠ ૧૦ મો. શેરડી.

શેરડી:—જાર અને બાજરીના સાંઠા જેવા શેરડીના સાંઠા થાય છે. જાર બાજરીના સાંઠા પાતળા નેતરની સોટી જેવા હોયછે. અને શેરડીના સાંઠા લાકડી કે આંકણી જેવા જાડા અને વધારે લાંબા હોયછે તથા બહુ ગળ્યા લાગેછે. એ સાંઠાઓમાં ટુંકી ટુંકી પીરાંઇઓ હોયછે શેરડીની બે જાતછે. (૧) ધોળી અને (૨) રાતી.

શેરડીનું વાવેતર:—શેરડી વાવવાની જમીન ચીકણી અને કાળીજ હોયછે. ગોરાડુ જમીનમાં શેરડી થતી નથી. એ ચીકણી જમીન (કાળી ભોંય) ને ચૈત્ર માસ ઉતરતાં ખાતર નાખી ખૂબ પાણી પાઇ, પોચી કરી સારી રીતે ખેડેછે. વૈશાખ બેસતાં શેરડી વાવવાનું શરૂ થાયછે. શેરડીના સાંઠામાંથી વેંત વેંત લાંબા અને ગાંઠાવાળા કકડા કાપી કાઢેછે. ને ગાંઠા આગળની આંખ ઉપર રહે એવી રીતે એ બીના કકડા થોડે થોડે છેટે જમીનમાં રોપે છે. એક વીઘા જમીનમાં એવા લગભગ ચાર પાંચ હજાર કકડા રોપી શકાય.

શેરડી વાવ્યા પછી તેના પીતને બીજાં અનાજ કરતાં ઘણુંજ વધારે પાણી જોઇએ. જેથી તેને દર ત્રીજે દિવસે પાણી પાવું પડેછે. એટલે શેરડીના વાવેતરવાળી જમીન હમેશાં ભીનીજ રહેવાની. એક અઠવાડીઆમાં તો બીના રોપેલા ગાંઠામાંથી અંકુર ફુટીને જમીન ઉપર આવેછે. કોઇ કોઇ ઠેકાણે તે ઉગી આવેલા ફણગાના મૂળમાં દીવેલીના ખોળનું ખાતર પૂરેછે. કારણ કે તે ખાતર શેરડીને ઘણું ગુણકારી છે. કોઇ કોઇ ઠેકાણે વાડીમાં શેરડીના ભેગી કેટલીક શાક તરકારી પણ છુટી છવાઇ વાવેછે.

શેરડીના ફણગા એમ કરતાં કરતાં મોટા થતા જાયછે ત્યારે તે છોડ કહેવાયછે એ છોડ લગભગ ત્રણ ચાર હાથ કે તેથી પણ વધારે ઊંચા થાયછે. વળી સાંઠાની પીરાઇમાંથી નવાં નવાં પાંદડાં

ફુટી નીકળેછે. જેથી પાછળના "જુદીજુદી જાતનાં ઘાસ વિષેના" પાઠમાં જણાવ્યા પ્રમાણે શેરડીના છોડને બીજા નંબરના ઘાસના વર્ગમાં પણ ગણી શકાયછે. શેરડી પાકીને તૈયાર થતાં લગભગ દશ અગિઆર માસ લાગે છે.

**શેરડીની રાખવાની સંભાળઃ**—સસલાં, શિઆળ, ડુક્કર વિગેરે જાનવરોને શેરડી બહુ ભાવેછે. કોઇ વેળાએ તે વાડીમાં પેસી ઘણું નુકસાન કરેછે. જેથી શેરડીના ખેતરની આજુબાજુ એરંડીની થોરની તથા કાંટાવાળી વાડ કરવામાં આવેછે. કોઇ કોઈ ઠેકાણે વાડની પાસે માટીની ઊંચી ભીંતો પણ ચણી લેવામાં આવેછે.

## શેરડીને પીલી ગોળ બનાવવાની ક્રિયા.

માગશર મહીનામાં શેરડી પાકટ થઇ તૈયાર થાયછે. એટલે જમીનને પાણી પાઇ પોચી કરી શેરડીના સાંઠાઓ મૂળમાંથી ખેંચી કાઢી તેની ટોચ તથા પાંદડાં અને મૂળ કાપી નાખી વચ્ચેનો રસવાળો ભાગ સ્વચ્છ કરી, તેના બબ્બે કે ત્રણ ત્રણ કકડા કરી કોલુમાં ઘાલી પીલેછે. કોલુ લાકડાંનો કે લોઢાનો હોયછે. અને બળદો તેને ખેંચી ગોળ ફરેછે. તેથી કોલુ પણ ગોળ ફરેછે. ને ફરે છે ત્યારે કડ કડ કડ કડ અવાજ થાયછે. કોલુની નીચે લાકડાનું થાળું બાંધેલું હોયછે. તેમાં સાંઠાઓનો બધો રસ ઉતરેછે. અને કુચા બહાર પડેછે. થાળામાંનો રસ એક મોટા વાસણમાં ભરી ઉકળતા તાવડામાં નાંખવામાં આવેછે. ઉકાળતાં ઉકાળતાં તેમાં વારેવારે છારી વળેછે. તે ઝારાવડે લેઇ બહાર કાઢી નાખેછે. પછી એ રસને બહુવાર સુધી ઉકળવા દેછે એટલે મધ જેવો ઘટ્ટ બની જાયછે. એ ખદખદતા ઉના રસને પાસેજ તૈયાર રાખેલા પહોળા થાળા નાખી ઠરવા દેછે. ને ટાઢો પડે એટલે માટલામાં ભરીદેછે એટલે તેમાં ખુબ ઠરી જાયછે. એવી રીતે

ગોળ બનાવવામાં આવેછે. એક વીઘા જમીનમાં આશરે ૫૦ થી ૬૦ મણ સુધી ગોળ થાયછે. રાતી શેરડી કરતાં ધોળીમાં ગળપણ વધારે હોવાથી ધોળી શેરડીનો ગોળ વધારે નીકળેછે.

## પાઠ ૧૨ મો. ભાત ને રોટલી.

**ભાત:**—ડાંગરના ક્યારડાઓમાંથી ડાંગર કાઢી તેને ખાંડીએ ત્યારે તેમાંથી ચોખા નીકળેછે. એ ચોખાને રાંધીએ એટલે ભાત થાય. ચોખા ઘણી જાતના હોયછે. સુતરસાળ, કમોદ, જીરાસાળ, વાંસી, રંગુની વિગેરે. પૈસાદારલોકો કમોદ, રંગુની વિગેરે ઉંચી જાતના ચોખા ખાયછે. અને ગરીબ માણસો સુતરસાળ જેવા હલકી જાતના ચોખા ખાયછે અગર ચોખા વગર ચલાવી શકે પણ ખ.ા.

ચોખાને પાણીમાં ખૂબ ધોઇને રાંધવા, સારી રીતે ચોખા બફાય એટલે ભાત થયો કહેવાય. માંદાં માણસો તથા જેમને આખો દિવસ બેઠે બેઠે કામ કરવાનું હોય તેમને ભાત ખાવો બહુ જરૂરનો છે. કારણ કે બીજાં અનાજ કરતાં તે જલદીથી પચી જાય છે. પૈસાદાર માણસો ભાતમાં સાકર, દૂધ વગેરે નાંખીને ખાયછે. ભાતને દૂધમાં નાંખવાથી તેની સફેદી વધે છે. શહેરોના ઘણાખરા લોકોના ખોરાકનો મુખ્ય આધાર ભાતજ છે. પૈસાવાળા લોકો ઘી, દૂધ, સાકર વીગેરે ચીજો ભાત સાથે મેળવીને ખાયછે કારણ કે તે મોંઘી હોવા છતાં તેમને સહેલાઇથી મળી શકેછે. ગરીબ લોકોથી તેમ બની શકતું નથી. ગરીબ અને મહેનતુ લોકોને તો ભાતની દરકાર પણ હોતી નથી. તેઓ તો ખીચડી તથા જાર, બાજરી, જવ ને મકાઇના રોટલાજ ખાય છે.

**રોટલી:**—ઘઉને વીણી, ઝાટકી તેમાંથી કાંકરા, કસ્તર કાઢી નાંખી ઘંટીમાં દળી લોટ બનાવેછે. એ લોટની રોટલી, રોટલા, લાડુ, લાપશી વીગેરે જે કરવું હોય તે બને છે. ઘઉંના લોટને

ચાળી તેમાં તલના મીઠા તેલનું મોણ દઇ પછી જોઇતું હોય તેટલું પાણી નાખી કણક બાંધી તેને સારી રીતે ગુંદી કણક જેવી જોઇએ તેવી બનાવેછે. પછી લગભગ અધોળ અધોળના લુઆ બનાવી રોટલી વણી તાવડીમાં પકવેછે. તે ખાવાના કામમાં આવેછે. રોટલી ભાત કરતાં વધારે કૌવત આપનારી છે. ગરીબ તથા મહેનતુ લોકોને ભાત કે રોટલી બેમાંથી કોઇની જરૂર પડતી નથી. તેઓ તો જુવાર કે બાજરીના રોટલાથીજ ચલાવી લે છે.

## પાઠ ૧૨ મો. મધમાખી.

મધમાખી:—માખીઓ ઘણી જાતની હોયછે. ઘરમાં આપણે ઉડતી જોઇએ છીએ તે સાધારણ માખી અને મધપૂડા બનાવે છે તે મધમાખી કહેવાય છે.

### મધમાખીની જાત તથા શરીર રચના.

મધ બનાવનારી માખો ત્રણ જાતની હોયછે. કેટલીક મધમાખો સાધારણ મધમાખોથી કાંઇક નાની હોયછે, કેટલીક સાધારણ માખીથી કંઇક મોટી અને કેટલીક ભમરી જેવી મોટી પણ હોય છે.

મધમાખીના શરીરમાં ટોકું ધડ અને ૭ પગ હોયછે. ડોકા આગળ એક સૂંઢ તથા બે ઝીણી આંખો હોયછે. બીજાં પંખીઓ ચાંચવડે ખોરાક ખાયછે ત્યારે મધમાખી સૂંઢવડે ખોરાક ચૂસી લેછે. મધમાખીથી રાત્રે બીલકુલ દેખી શકાતું નથી. મધમાખી પોતાના શરીર ઉપર બીલકુલ મેલ રહેવા દેતી નથી. હમેશાં શરીર સાફ રાખેછે.

### મધમાખીના વર્ગ અને તેમનું કામ.

મધમાખીની મંડળીમાં ત્રણ જાતની માખીઓ હોય છે.

(૧) દરેક મંડળીમાં એક મોટી માખ હોયછે તે રાણી કહેવાય છે. બધી માખીઓ રાણીના હુકમ પ્રમાણેજ ચાલેછે.

(૨) રાણી સિવાય મંડળી બીજી કામ કરનારી માખીઓ હોયછે તે.

( ૩ ). નર, રાણી ફક્ત ઈંડાં મુકવાનું અને મધપૂડા ઉપર દેખરેખ રાખવાનુંજ કામ કરેછે. મધપૂડામાં બધે છ ખુણાવાળાં ખાનાં હોયછે તેમાં કેટલાંક મોટાં અને કેટલાંક નાનાં હોયછે. પોતાની માફકજ રાણી થવાને લાયક જે ઈંડાં હોયછે. તેને પાછાં ખાનામાં મૂકેછે. અને બાકીના ઈંડા નાના ખાનામાં મૂકેછે.

બીજા વર્ગમાં જણાવેલી કામ કરનારી માખીઓ બધો વખત કામજ કર્યા કરેછે. મધપૂડાનાં ખાનાં બનાવવાં, મધપૂડામાં મધ ભરવું, મધપૂડાનું રક્ષણ કરવું, રાણીએ મૂકેલાં ઈંડાંને ઉછેરવાં, બચ્ચાંઓને ખવડાવવું, તથા મધપૂડામાં મધ ભરવાને માટે ફુલ, ફળમાંથી મધ કરવાના પદાર્થો તથા ઝીણી રજ ( પરાગ ) સૂંઢ વડે ચૂસી લઇ એકઠી કરી લાવવી વીગેરે કામ આ બીજા વર્ગની કામ કરનારી માખીઓજ કરેછે. રાણીની માફક આ માખીઓને પણ ડંખ હોયછે. જો કોઇ પ્રાણી મધપુડાને ઈજા કરે તો સઘળી માખીઓ એકઠી થઇ તેને ડંખ દઇ દૂર કરેછે.

મધમાખીના ત્રીજાવર્ગમાં નર આવેછે. તે બહુ આળસુ હોવાથી કંઇપણ કામકાજ કરતા નથી. તેમને ડંખ હોતો નથી. તેમની પીઠ વાળો ભાગ જરા વળેલો હોયછે. આવા તદ્દન નિરૂપયોગી નરને માખીઓ ૩ માસથી વધારે જીવવા દેતી નથી. (ત્રણ મહીને મારી નાખેછે.)

મધપુડાનો ઉપયોગઃ—મધપૂડામાંથી મધ નીકળેછે તે ખાવાના તથા દવાના કામમાં આવેછે. નાનાં છોકરાંને શિયાળામાં બાજરીના રોટલા સાથે મધ ખવરાવવમાં આવે તો બહુ ફાયદાકારક છે. મધ ઘીની માફક મોઘું મળેછે. અને ચોખ્ખું મધ હોય તો ઘી, તેલની માફક સળગી ઉઠે છે. મધપૂડામાંથી મીણુ નીકળે છે તે પણ માણસોને ઘણા કામનું છે.

ઉપસંહારઃ—મધમાખી સંપીને રહે છે. કોઇ તેમને ચીડવે

તો બધી માખીઓ એકઠી થઇને તેને ડંખ મારે છે. કોઇ દિવસ તે સંપ તોડતી નથી. માટે આપણે પણ સંપીલાં થવું જોઇએ.

મધમાખી પોતાનું કામ બીલકુલ આળસ કર્યા શિવાય કરે છે. ને હમેશાં ઉદ્યોગમાંજ મચી રહે છે. માટે આપણે પણ આળસ છોડી દેઇ ઉદ્યોગી થવું જોઇએ.

## પાઠ ૧૩ મો. બતક અને મરઘાં.

બતક અને મરઘાં એ પક્ષીઓના વર્ગમાં ગણી શકાયઃ—જેને બે પાંખો, એક ચાંચ, અને બે પગ હોય, તથા જે ઇંડાં મુકે તે બધાં પક્ષી કહેવાય. કેટલાક પક્ષી આકાશમાં ઘણે ઉંચે સુધી ઉડી શકે છે, અને કેટલાંક વધારે ન ઉડતાં જમીન પર ચાલી શકે છે. પક્ષીઓના બે ભાગ છે. ( ૧ ) જમીન ઉપર ચાલનારાં તથા આકાશમાં ઉડનારાં. અને ( ૨ ) પાણીમાં તરનારાં. કાગડા, ચકલી, પોપટ, સમડી એ પંખીઓ પહેલા પ્રકારનાં. અને જળકુકડી, બતક, આડ વિગેરે પંખીઓ બીજા પ્રકારનાં એટલે પાણીમાં તરનારાં છે.

બતકઃ—બતકનું શરીર ભારે અને પાંખો નબળી હોવાથી તે ઉંચે ઉડી શકતી નથી. તેના પગના આગલા ભાગમાં ચાર આંગળાં છે તે પાતળી ચામડી વડે સંધાયલાં હોવાથી તે પાણી ઉપર ચાલી શકેછે. તેની ચાંચ જરા લાંબી અને પહોળી હોયછે,અને મોંમાં દાંત તથા દાઢના હોવાથી તે ખોરાકના કકડા ચાવ્યા વિનાજ ગળી જાયછે. બતકના શરીર ઉપર ટુંકાં અને ચીકણાં પીછાં હોવાથી તેનું શરીર ભિંજાતું નથી.

માણસના ખડખડાટથી અને બંદુકના અવાજથી બતકને બહુ બીક લાગેછે. તે પોતાનાં ઇંડાં પાણીને કાંઠે મુકેછે. ઇંડાંમાંથી બચ્ચાં નીકળે છે. તે મોટાં થઇને પાણીમાં દોડી જાય છે.

મરઘાંઃ—મરઘાંનું બીજું નામ કુકડાં. બતકની માફક મરઘાંનું શરીર પણ ભારે અને પાંખો નબળી હોવાથી બહુ ઉડી શકાતું નથી.

તેમ બતકની માફક કુકડાના પગના આંગળાં જોડાએલાં ન હોવાથી પાણી ઉપર ચાલી શકાતું નથી. તેમ કુકડાનાં પીંછા ઉપર બતકના જેવી ચીકાશ ન હોવાથી તે પાણીથી ભિંજાય છે. મરઘાની ચાંચ બતકના જેવડી મોટી અને પહોળી નથી પણ નાની ને અણીદાર હોવાથી તે પોતાનો ખોરાક ઝીણાં જીવડાં અને દાણા ઝપટથી ઉપાડી લઇ બતકની માફક આખોને આખોજ ગળી જાય છે.

માંસાહારી લોકો ઇંડાં ખાવાની લાલચથીજ મરઘડાંને પાળેછે. ત્યારે કેટલાક દયાળુ માણસો પાપીઓના હાથથી બચાવવાનેજ મરઘાં ઉછેરે છે.

મરઘડાંમાં નરને મરઘડો કે કુકડો કહે છે અને માદાને મુરઘી કે કુકડી કહેછે. મુરઘીને પોતાનાં બચ્ચાં ઉપર બહુ વ્હાલ હોયછે. જો કે મુરઘી જાતે બીકણ હોય છે, છતાં પણ તેનાં બચ્ચાંને જો કોઇ જરા પણ સતાવે તો તરત તેના સામી થઇ બચ્ચાંનું રક્ષણ કરેછે. એવી બીકની વખતે તથા ટાઢ તડકામાં તે બચ્ચાંઓને પાંખ તળે સંતાડી દેછે.

કુકડાને માથે લાલ માંજર હોવાથી તે ઘણો શોભેછે. તેને ઉકરડા ખોતરવાની ટેવ બહુ હોયછે. પરોઢીઆમાં વહેલો ઉઠી કુકડેકુક એમ બોલેછે. એટલે માણસો વહાણું વાયું (સવાર પડયું) એમ સમજી ઉદ્યોગી માણસો કામકાજે વળગવાની તૈયારી કરવા માંડેછે.

## પાઠ ૧૪ મો. ચકલી.

**ચકલી:**—ઘરના ચોકમાં, આંગણામાં, અને ઝાડ ઉપર ચીંચીં કરતી ઉડતી ને ઠેકડા મારતી ચકલી સૌના જોવામાં આવી હશે.

**શરીર રચના:**—ચકલીની ચાંચ નાની ને અણીદાર હોવાથી તે વડે દાણા અને ઝીણાં જીવડાં જલદીથી પકડી પાડેછે. તેના બન્ને પગે એક પાછળ ને ત્રણ આગળ એમ ચાર આંગળાં હોયછે તેનાથી

તે ઝાડની ડાળી મજબુત પકડીને બેસી શકેછે. આપણી પેઠે તે એક પછી એક પગ ઉપાડીને ચાલતી નથી. પણ ઠેકડા મારતી ચાલેછે. તે ઝાઝી બીકણુ હોતી નથી પણ ચાલાક હોયછે. કાગડાની માફક જરાક ઇસારો થતાં તો તે ઉડી જઇને ઊંચી જગાએ ચઢી બેસે છે.ચકલીનાં પીંછાં ધોળાં, કાબરચીતરાં અને કાળાં હોયછે. કાળાં પીછાંવાળી કાળી ચકલીને દુર્ગાચકલી અથવા દેવચકલી પણ કહેછે.

**ચકલીનું રહેઠાણ:**—ઝાડ ઉપર, છાપરાની ઓથમાં અગર કોઇ ખુણે ખાચરે તે પોતાનો માળો બાંધીને રહેછે. રૂ, તણખલાં, કસ્તર વિગેરે ચીજો એકઠી કરીને તે માળો બાંધેછે. તેનો માળો બહારથી જો કે સારો દેખાતો નથી પણ અંદર જોતાં, રૂ, ઉન, પીછાં, વાળ વિગેરે યુક્તિથી ગોઠવીને ઘણો પોચો સુંવાળો ને હુંફાળો કરેલો હોયછે

**ચકલીનાં બચ્ચાં:**—ચકલી વરસમાં બે કે ત્રણ વાર ઈંડાં મૂકેછે, એમ દરેક ફેરે પાંચ કે ૭ ઇંડાં મુકેછે, તે ઈંડાં ભુરા રંગનાં અને કાળાં કાળાં ઝીણાં ટપકાંવાળાં હોયછે. ઈંડાંમાંથી બચ્ચાં નીકળેછે. તે બચ્ચાંને પાંખો આવે એટલે ચકલી તેમને ઉડતાં શીખવે છે. બચ્ચાં ઉડીને ખાતાં પીતાં થાય ત્યાં સુધી ચકલી ગામમાં અને સીમમાં રઝળી રખડીને દાણા, જીવડાં વીગેરે લાવી બચ્ચાંની ચાંચમાં ધીમે ધીમે મુકી હમેશાં ખવડાવે છે.

ચકલીને સમડી અને કાગડાનો ભય બહુ લાગે છે કારણ કે લાગ આવે તો તેને મારી નાખે પણ ખરાં. વળી ચકલીનાં ઇંડાંને સાપનો ભય પણ બહુ હોય છે. કોઇ કોઇ વખતે સાપ ચકલીના માળામાં પેસી તેનાં ઇંડાં કે બચ્ચાંને ખાઇ જાય છે.

**ચકલીનો ફાયદો:**—ચકલીથી ખેડુતને બહુ ફાયદો થાય છે. કારણ કે ખેતરના પાકને ઝીણાં જીવડાં બહુ નુકસાન કરે છે તે-

અને ચકલી વીણીવીણીને ખાઈ જાય છે. તેથી ઉગતા છોડને થતું નુકસાન અટકી ખેતીની પેદાશમાં ફાયદો થાય છે.

### પાઠ ૧૫ મો ઘોડો.

**ઘોડો:**—એ પશુઓના વર્ગમાં ગણાય છે. ગધેડાથી અને ખચ્ચરથી મોટો હોય છે. ગાડીએ જોડવા તથા સવારી કરવા તથા લડાઇના કામમાં ઘોડા બહુ ઉપયોગી છે.

**શરીર રચના:**—ઘોડાને એક લાંબુ મોઢું, બે અણીદાર કાન, બે આંખો ચાર પગ અને એક પુચ્છડું હોય છે.

**પગ:**—ઘોડાના પગ લાંબા, તથા સાથળના થાપા પહોળા હોય છે. દરેક પગને છેડે નક્કર ને આખો દાબડો હોય છે. તેથી સપાટ જમીનપર તે ઝપાટાબંધ દોડી શકે છે. દાબડો કઠણ જમીનમાં ચાલતાં તથા દોડતાં ફાટે કે ઘસાય નહિં માટે તેને તળીએ લોઢાના નાળ જડાવે છે.

**પુચ્છડું:**—ઘોડાના પુંછડાને છેડે લાંબા, અને લીસા વાળ હોયછે તેનાથી માંખ, મચ્છર અને ડાંસ ઉરાડી મુકે છે. શોખીન શ્રીમંતો શોભાને માટે ઘોડાના પુચ્છડાના વાળ થોડા થોડા કાપી નાખી ટુંકું કરે છે. એ વાળની ચમરી બને છે તે ચોમાસામાં મચ્છર ઉરાડવાને કામ લાગે છે.

**ગરદન:**—ઘોડાની ગરદન લાંબી હોય છે. તેનાપર સુંવાળા અને ચળકતા લાંબા ટુંકા વાળ હોય છે તેને કેશવાળી કહે છે.

**કાન:**—ઘોડાના કાન ટુંકાને અણીદાર હોય છે. કાનની ટીશીઓ વધારે અણીદાર અને બંન્ને ટીશીઓની વચ્ચે જેમ થોડો આરગ તેમ ઘોડો વધારે પાણીદાર ગણાય છે.

**મોઢું:**—ઘોડાના મોં ઉપર બે કાણાં છે તે નસકોરાં કહેવાય છે

કોઈ પણ ચીજ નસકોરાંથી સુંઘ્યા શીવાય ઘોડો ખાતો નથી. મોંની અંદર થોડા દાંત આગલા ભાગમાં અને બાકીના પાછલા ભાગમાં હોય છે. તેમાં આગલા ભાગના દાંત વધારે તીણા હોય છે તેના વડે ખોરાક કાપીને પાછલા ચપટા દાંત વડે ચાવે છે. અને આગલા તથા પાછલા દાંતની વચ્ચેની જે ખાલી હોય છે તેમાં લગામ અથવા ચોકડું રહે છે.

**ખોરાકઃ**—ઘાસ, ભુંસું, ચણા, મઠ, બાજરી વિગેરે ઘોડા ખાયછે નાના વછેરા કે વછેરીઓને ઉછેરવા માટે દૂધ પણ પીવડાવવું પડે છે.

**જાતઃ**—ઘોડા ઘણી જાતના અને જુદા જુદા રંગના હોય છે આપણા દેશમાં ઘણું કરીને લાલ, ધોળા અને કાળા તથા કાબરા રંગના ઘોડા વધારે જોવામાં આવે છે. કાઠીઆવાડી, કચ્છી, અરબી વિગેરે ઘોડાની જાતો છે. સૌ કરતાં અરબી ઘોડા ઘણા સુંદર ગરીબ અને નિમકહલાલ તથા આજ્ઞા પાળક હોય છે.

**જાતિ સ્વભાવઃ**—ઘોડો એ ઘણી ઝડપથી દોડનાર, કલાગરું, ચાલાક અને નિમકહલાલ પ્રાણી છે. તે પોતાના ધણી ઉપર બહુ પ્રીતિ રાખે છે. અને સંકટના સમયમાં પોતાની જાતની પણ દરકાર કર્યા સિવાય માલીકનો પ્રાણ બચાવે છે. અને હમેશાં ધણીના હુકમને તાબેજ રહે છે. ઘોડો અવાજ સાંભળીને ચમકે છે.

**ઉપયોગઃ**—ગાડીએ જોડવામાં, સવારી કરવામાં, શિકાર કરવા જવામાં અને લડાઇમાં ઘોડાની બહુ જરૂર પડે છે. કેટલેક ઠેકાણે ઘોડાની સરત થાય છે ત્યારે ઘોડા પાસે ઉંચી ટટ્ટીઓ અને પહોળા ખાડાઓ કુદાવે છે. વિલાયતમાં તો હળ ખેંચવું વિગેરે ખેતીનું કામ પણ ઘોડા પાસે કરાવવામાં આવે છે. ઘોડા કરતાં ઘોડી વધારે પાણીદાર હોય છે. ઘોડીને ઘોડાની નજર સામ સામે

મળતાં બંન્ને હણુ હણેછે. (ખોંખારેછે.) ઘોડાની જો સારી સંભાળ રાખવામાં આવે તો તે લગભગ ત્રીસ વરસ સુધી જીવી શકે છે.

## પાઠ ૧૬ મો. ઘોડા અને તેની જાતનાં પ્રાણી.

ઘોડાને મળતાં પ્રાણી, ખચ્ચર, ટટુ અને ગધેડા છે. કારણ કે તેમની અને ઘોડાની વચ્ચે મળતાપણું બહુ છે.

ટટુ:—ઠીંગણો ઘોડો હોય તે ટટુ કહેવાય છે. તે ઘોડાથી નાનું હોય છે. તે સીવાય બધી બાબતે ઘોડાને મળતું આવે છે. તે ફક્ત સવારી કરવાના તથા કોઇ કોઇ ઠેકાણે ગાડીએ જોડવાના કામમાંજ આવે છે. બીજા કોઇ કામમાં તે આવતું નથી.

ખચ્ચર:— ઘોડા કરતાં નાનું અને ગધેડા કરતાં મોટું પ્રાણી છે તેના કાન ગધેડાના જેવા લાંબા ને મોટા હોય છે. ઘોડાની માફક તેની ગરદન અને પુંછડીપર લાંબા વાળ હોય છે. ખચ્ચર સવારી કરવાના, ગાડીએ જોડવાના, અને ભાર બોજો લાવવા લઇ જવાના કામમાં આવે છે. ઘણા વખત સુધી વિસામો લીધા વગર કામ કરે છે તોપણ તે થાકતું નથી. પર્વતો, ડુંગરાઓ અને પાણીવાળી જગામાં ખચ્ચર સારી રીતે ચાલી શકે છે. પુષ્કળ ભાર લઇને તે મોટા મોટા ડુંગરાઓ ચઢે છે ને ઉતરે છે. ખચ્ચર ઘોડાની પેઠે હણુ હણતું નથી પણ ગધેડાની પેઠે ભુંકે છે. તેને પગે ઘોડાને ગધેડાના જેવો દાબડો હોય છે.

### ગધેડું—અને તેનો ઘોડા સાથે મુકાબલો.—

ગધેડાની અને ઘોડાની વચ્ચે ઘણોજ ફેરછે. ગધેડું નાનું અને ઘોડો મોટા હોયછે. ગધેડાના કાન લાંબા ને મોટા, ત્યારે ઘોડાના ટુંકાને અણીદાર હોય છે. ગધેડાની પુછડીને છેડે વાળનો ઝુમખો અને પુંછડુ ટુંકું હોય છે; ઘોડાને તેમ નથી. ઘોડા શોભીતો દે-

ખાય છે, અને ગધેડું કદરૂપું દેખાય છે. ઘોડો ખોંખારે છે અને ગધેડું ભૂંકે છે. ગધેડું અડીઅલને ઠોઠ હોય છે, ઘોડો તેવો હોતો નથી. ગધેડું માર ખાઇ ખાઇને ચાલે છે ને ઘોડો ઈશારતથી ચાલે છે. ગધેડું ધીરજવાળું અને મહેનતુ પ્રાણી છે, તેની સારી સંભાળ લેવામાં આવે તો તે કહ્યાગરૂં અને ચાલાક નીવડે।

### પાઠ ૧૭ મો. શરીરના ભાગ.

આપણા શરીરમાં આંખ, કાન, નાક, હાથ, પગ, પેટ વિગેરે જુદા જુદા ભાગો જુદું જુદું કામ કરે છે તે બધા અવયવ કહેવાય છે.

#### શરીરના મુખ્ય ભાગો:—(૧) ડોકું. (૨) ધડ.

#### ડોકું અને તેમાં આવેલા ભાગો.

ડોકાના ઉપલા ભાગમાં માથું અને માથા પર વાળ હોય છે. ને માથા નીચે કપાળ હોય છે. ડોકાના આગલા ભાગમાં બે આંખો બે કાન, એક નાક, અને એક મોઢું છે. મોઢાની અંદર દાંત, જીભ, ને તાળવું તથા મોઢાની ઉપર બે હોઠ અને હોઠ નીચે હડપચી છે. આંખો ઉપર પોપચાં અને પોપચા પરના વાળને પાંપણો કહે છે. તે આંખનું રક્ષણ કરે છે. ઝીણી રજ કે જંતુ આંખમાં પડતાં તે અટકાવે છે. નાક વડે શ્વાસ લેવાય છે. આંખોથી જોવાય છે અને કાનથી સંભળાય છે. આંખો ને કાન વચ્ચે લમણાં, તથા મોં ને કાન વચ્ચે ગાલ હોય છે.

ગળું:—ધડ અને ડોકાની વચ્ચેનો ભાગ ગળું કહેવાય છે. ગળાની પાછળ બોચી અને આગળ હડીઓ છે. તે હડીઓ જરા પણ દબાય તો આપણો શ્વાસ બંધ થાય ને આપણે ગુંગળાઇને મરી જઇએ.

### ધડ અને તેમાં આવેલા ભાગો.

ધડની ઉપલીમેર બે પાસે બે ખભા છે, ખભાની નીચે કોણી, કોણીની નીચે કાંડું, અને કાંડાની નીચે હાથ છે. કોણીમાંથી હાથને જેમ વાળવો હોય તેમ વળી શકે છે. હાથની વચ્ચેના ભાગમાં હથેળી અને તેપર આંગળાં આવે છે. બે હાથની વચ્ચે છાતી, છાતી નીચે પેટ, પેટ નીચે પેડુ, અને પેડુની બે પાસે બે કેડો છે. બોચીથી કેડો સુધીના ભાગને વાંસો કે બરડો કહે છે. ધડની નીચેના ભાગમાં બે પગ પગની વચમાં ઢીંચણ, ઢીંચણની ઉપર જાંઘ કે સાથળ, અને નીચે નળો હોય છે. નળાની નીચે પાટલી, પાટલી નીચે તળીઉં, તળીઆની પાછળ એડી અને ઉપર ઘુંટી આવે છે.

### પાઠ ૨૮ મો. ઈંદ્રિયો.

જેનાથી આપણને ટાઢું, ઉનું, ખારૂં, ખાટું, મીઠું, લીસું, ખરબચડું. વિગેરે જાણી શકાય એવા શરીરના અવયવોને ઈંદ્રિયો કહે છે.

ઈંદ્રિયોઃ—પાંચ છે, આંખો, કાન, નાક, જીભ ને ચામડી.

આંખનો ઉપયોગઃ—આંખથી આપણે રંગ, આકાર, કદ, પૃથ્વી ઉપરની ચીજો, પ્રાણીઓ વિગેરે તમામ જોઇ શકીએ છીએ. કોઇ પણ ચીજ મોટી કે નાની, સુંદર કે કદરૂપી વિગેરે આંખે જોવાથી જાણી શકીએ છીએ. આંખ વગરના આંધળા માણસોથી એમાંનુ કશું જોઈ શકાતું નથી. તેમને મન તો બધું અંધારાવાળું કાળું કાળુંજ લાગે છે. દયાળુ પ્રભુએ આપણાપર કૃપા કરી આંખો આપી છે તે માટે તેમનો આભાર માનવો જોઇએ.

કાનનો ઉપયોગઃ—કાનથી આપણે માણસો અને જાનવરોના અવાજ, તોપો અને બંદુકોના ધડાકા, વાજીંત્રો અને ગાયનો વિ-

ગેરે સાંભળી શકીએ છીએ. અને જાણી શકીએ છીએ. કાને સાં-ભળી ન શકે તે બહેરા કહેવાય. બહેરા માણસોને બહુ દુઃખ ભોગવવું પડે છે.

નાકનો ઉપયોગઃ—નાકથી આપણે સુંઘી શકીએ છીએ સારી અને નઠારી વાસ. ( બદબો ) નું આપણને નાકથીજ જ્ઞાન થાય છે. જો નાકમાં વાસ પારખી શકવાનો ગુણ ન હોત તો સુંદર ખીલેલા ગુલાબની સુગંધી અને ગટર તથા સંડાસની બદબો આ-પણને સરખીજ લાગત. તેમાં કાંઇ પણ ફેર માલમ પડત નહિ.

જીભનો ઉપયોગઃ—જીભ વડે આપણે સ્વાદ પારખી શકીએ છીએ. ખારૂં, ખાટું, તીખું, મોળું, ગળ્યું, કડવું એ બધું જીભ ઉપર મુકવાથી આપણે તરત જાણી શકીએ છીએ. પરમેશ્વરે જી-ભમાં સ્વાદ પારખવાની એ શક્તિ ન રાખી હોત તો આપણે સા-કર અને કાળી જીરી કે કરીઆતુ એક સાથે ચાવી જાત તોપણ જાણી શકત નહિ અને આપણા શરીરને ભારે નુકશાનીમાં ઉ-તારી મુકત.

ચામડીનો ઉપયોગઃ—કોઈ પણ વસ્તુ ચામડીએ અડકવાથી તેનું આપણને જ્ઞાન થાય છે. ટાઢું, ઉનું, લીસું, પોચું, કઠણ, ખરબચડું એ આપણે આંગળી અડાડવાથી આંગળીની ચામડી વડેજ જાણી શકીએ છીએ જો દયાળુ પ્રભુએ ચામડીમાં આ ગુણ ન નાખ્યો હોત તો બરફના ઢગલામાં સુઇ રહેતાં, અને અ-ગ્નિની જ્વાળામાં પેસતાં આપણને કાંઇ પણ ફેરફાર ન લાગત— અને આપણું શરીર નાશ પામત.

ઉપસંહારઃ—દયાળુ પ્રભુએ આપણાપર દયા કરી આપણને તમામ ઇંદ્રિયોનું સુખ આપ્યું છે. તેને માટે આપણે તેનો આભાર માની ઉપરની પાંચે ઇંદ્રિયો પૈકી એક પણ ઇંદ્રિયની ખોડથી દુઃખી

થતાં મનુષ્યો આપણાં ભાંડુઓની આપણે હાંસી ન કરવી પણ તેમને શું કરવાથી શાંતિ થાય અને તેઓ સુખ પામે એવા ઉપાયો કામે લગાડવા તત્પર રહેવું.

## પાઠ ૧૯ મો. રંગ.

જુદી જુદી જાતના રંગ જોવાથી માણસનું મન પ્રફુલ્લિત થાય છે. અને માણસ હમેશાં ઉત્સાહમાં રહે છે.

રંગઃ—મૂળ રંગો ત્રણ છે. (૧) લાલ, (૨) પીળો, (૩) વાદળી એ ત્રણ મૂળ રંગો અને તેમની અરસ્પરસ મેળવણીથી બીજા જે રંગો નારંગી, લીલો, જાંબુડો, તપખીરીઓ, કેશરી, કત્થાઇ કીરમજી ગુલાબી વિગેરે બનાવવામાં આવેછે તે બધા મિશ્ર રંગ કહેવાયછે

૧ લાલ રંગઃ—કંકુ, પોપટની ચાંચ,ચણોઠી, અને સુકાં મરચાંનો.

૨ પીળો રંગઃ—હળદર, ઘસેલું કેસર, પાકું સોનું, પિત્તળનો.

૩ વાદળી રંગઃ—ગળી, સીસું, વાદળ, મોરની ડોક, અને કબુતરનો.

### મિશ્ર રંગો.

નારંગી રંગઃ—લાલ રંગના પાણીના પવાલામાં પીળા રંગનું પાણી નાખી અંદર કપડું બોળતાં કપડાને નારંગી રંગ લાગેલો જણાશે. પીળો કાચ, અને રાતો કાચ એક બીજા પર મુકીને જોતાં નારંગી રંગ દેખાશે ' નારંગી ' નામના ફળનો રંગ તેજ નારંગી રંગ કહેવાય.

લીલો રંગઃ—ઉપર પ્રમાણે પીળા અને વાદળી રંગની મેળવણી કરવાથી લીલો રંગ બને પીળો કાચ અને વાદળી કાચ એક બીજા ઉપર રાખીને જોવાથી લીલો રંગ જણાશે. કાચી કેરી, કાચાં ફળ, ઝાડનાં પાંદડાં, અને પોપટની પાંખનો રંગ લીલો કહેવાય.

**જાંબુઓ રંગ:**—વાદળી અને લાલ રંગ મળીને જાંબુઓ રંગ બને છે. વાદળી કાચ ઉપર લાલ કાચ રાખીને જોતાં જાંબુઓ રંગ જણાશે. 'જાંબુડાં' ખાતાં જીભ ઉપર જે રંગ લાગેલો હોય છે તે જાંબુઓ રંગ કહેવાય.

તપખીર રંગ:—નારંગી અને લીલો રંગ મેળવવાથી તપખીરીઓ રંગ થાય છે. તે તપખીર (છીંકણી) ના જેવો હોય છે.

કેશરીઓ:—પીળો અને ખુલતો લાલ રંગ મેળવવાથી કેશરીઓ એટલે કેશરના જેવો રંગ બને છે.

કત્થાઈ:—નારંગીમાં લીલો રંગ મેળવી, તપખીરો ને નારંગી સાથે જાંબુડો રંગ મેળવવાથી કત્થાઇ એટલે કાથીના જેવો રંગ બનેછે.

કીરમજી:—ખુલતા લાલ રંગમાં ઘેરા વાદળી રંગ મેળવવાથી કીરમજી રંગ બને છે. એ રંગ પાઘડીઓ, સેલાં, અને ઝૈરાઓના સાલ્લા પર ચઢાવવાના કામમાં આવે છે.

ગુલાબી:—ખુલતા લાલ રંગમાં ધોળો રંગ નાખવાથી ગુલાબના ફુલ જેવો ગુલાબી રંગ થાય છે.

ઉપર પ્રમાણે રંગરેજો મૂળ રંગો ઓછા વત્તા લેઇ એક બીજાની સાથે મેળવવાથી ખુલતા, ઘેરા, કે આછા રંગો બનાવી શકેછે.

એજ પ્રમાણે ઘેરા, ખુલતા અને ઝાંખા મૂળ રંગોની એક બીજા સાથે અરસપરસ મેળવણી કરી તપખરીઓ, રાખોડી, પોપટીઓ, ભુરો, બદામી વિગેરે રંગો પણ બનાવી શકે છે.

## પાઠ ૨૦ મો. લુગડાં.

આપણા શરીરને ટાઢ, તડકો અને શરદીથી બચાવવા માટે આપણે લુગડાં પહેરવાની ખાસ જરૂર છે. લુગડાં ઘણી જાતના બનેછે.

સુતરાઉ, ઉનનાં, રેશમનાં, અને શણનાં કપડાં બને છે.

**સુતરાઉ કપડાં:**—કપાસના ખેતરમાં કપાસના છોડ ઉપરથી કાલાં ઉતરે છે. તે કાલામાંથી રૂ કહાડી તેને ચરખામાં પીલી ચોખ્ખું રૂ અને કપાસીઆ જુદા પાડે છે. કપાસીઆ ઢોરને ખાવાના કામમાં આવે છે અને ફરીથી વાવવાના કામમાં પણ આવે છે. રૂને સંચાઓમાં કાંતી સુતર કરી મીલોમાં તેનાં કાપડ બનાવે છે. સુતરમાંથી ખાદી, માદરપાટ, છીટ, બાસ્તો, સેલું, જામદાની, શેનો, નેનકલાક વીગેરે ઘણી જાતનાં કપડાં બને છે તે બધાં સુતરાઉ કાપડ કહેવાય છે. ગરીબ કે તવંગર કોઇને પણ સુતરાઉ કાપડ વિના ચાલી શકે નહિ. ગરીબ લોકો જાડું, મજબુત અને સસ્તું ખાદી જેવું કાપડ વાપરે ત્યારે શ્રીમંતો ઊંચી જાતનું, બારીક, સરબતી મલમલ જગન્નાથી અને તેથી પણ સારામાં સારૂં કાપડ વાપરે છે.

**ઉનનાં કપડાં:**—ઉન ઘેટાંનાં શરીર ઉપર થાય છે તે ચૈત્રથી ભાદરવા માસ સુધીમાં કાતરી લેઇ તેને કાંતી સંચાઓમાં તેનું કાપડ બનાવવામાં આવે છે. બનાત, ફલાલન વિગેરે ઘણી જાતનાં કપડાં ઉનનાં બને છે. જાડા ઉનના કામળા, કામળીઓ, પાથરણાં, દોરીઓ વિગેરે બનાવે છે.

કાશ્મિર દેશમાં એક જાતનાં બકરાં થાય છે તેના શરીર ઉપરથી ઉંચા પ્રકારનું ઉન ઉતરે છે કે જેની શાલો બનાવવામાં આવે છે. તે બહુ મોંઘી કિંમતે મળે છે. અને બસરા પ્રાંતમાં 'અંગોરા' નામનાં બકરાં થાય છે તેનું ઉન વળી ઘણુંજ ઉંચા પ્રકારનું થાય છે. તેની શાલો કાશ્મિરી શાલો કરતાં બહુ મોંઘી મળે છે. ગરીબોને શાલની દરકાર હોતી નથી તેઓ તો કામળા, કા-

મળીઓ અને ચોફાળ વિગેરેથી ચલાવી લે છે. શ્રીમંતો ને શાલો વિના ચાલે નહિ. વધારે પૈસાદાર હોય તે ભારે કિંમતી શાલો ખરીદે છે. એ શાલો શિયાળામાં આપણા પ્રાંતમાં કાબુલી લોકો વેચવા આવે છે. ઊનનાં કપડાં શિઆળાની ટાઢમાં તથા શરદીના વખતમાંજ પહેરવામાં આવે છે.

**રેશમી કપડાં**:—રેશમ એ એક જાતના કીડા બનાવે છે. ચીન દેશ અને યુરોપમાં રેશમ નીપજે છે. રેશમના તાંતણા ભેગા કરી તેનાં લુગડાં બનાવવામાં આવે છે. મુક્ટા, પિતાંબર, સાડીઓ, અંબર વિગેરે રેશમનાં બને છે. રેશમનાં કપડાં ઘણાંજ સુંવાળાં, ચળકાટ મારતાં અને બારીક હોય છે. તેમ તેની કિંમત પણ ઘણી હોય છે. ગરીબ લોકોને માટે તો રેશમનાં લુગડાં ઝાઝાં કામનાં નથી. રાજા મહારાજાઓ, અને શ્રીમંત શેઠીઆઓ રેશમનાં કપડાં સારી રીતે વાપરે છે. અસલના વખતમાં આપણા દેશમાં મુસલમાની રાજ્ય હતું ત્યારે રાજાઓના તથા અમીર ઉમરાવોના જનાનખાનામાં રેશમનાં કપડાં બહુ વપરાતાં અને રેશમી કારીગરીને બહુ ઉત્તેજન મળતું. તે વખતે ઢાકાનાં ભોંયરાંમાં સુતરાઉ અને રેશમી કાપડ એવી કળાથી બનાવવામાં આવતું કે લગભગ ૮ વારનો કાપડનો કકડો આપણી મુઠીમાં સમાવી શકીએ. હાલ હિંદુ લોકો વાર તહેવારે, લગ્નસરામાં અને જમણવારમાંજ રેશમી કપડાં પહેરે છે.

**શણનાં કપડાં**:—શણનાં લુગડાં પણ ઘણી તરેહનાં થાય છે, શણના છોડમાંથી રેસા ઉતારી તેને કાંતીને લુગડાં વણે છે. તેમનું પોત પણ જુદી જુદી જાતનું હોય છે કેટલાકનો કુમાશ ઘણો હદને કેટલાકનો બહુ બારીક હોય છે. એ લુગડાં તૈયાર થયા પછી તેને નીખા-

રીને ધુવે છે એટલે એવા ધોળા થાય છે કે આપણને તે જોઇને અ-જાયબી લાગે તેમાં વધારે ધોળાશ લાવવાને માટે તેમાં એક જાતનું પ્રવાહી એસિડ નાખે છે. શણનું એક જાતનું જાળીદાર અને સુંદર કાપડ બને છે કે જેને ઈંગ્રેજીમાં ક્લાસેલ્સ લેસ કહે છે. વળી શણનું મગજીદાર કાપડ બને છે તે અને ખેતરમાં ઉગેલા શણ છોડ આપણે સરખાવી જોઇએ તો માણસોની હુન્નર કળાને એક અદ્દભુત ચમત્કાર આપણી નજરે પડે છે.

શણનાં કપડાંનો ઉપયોગ હિંદુ લોકો પવિત્ર ક્રિયાઓમાં અને જમવા બેસતી વખતેજ કરે છે. બ્રાહ્મણ વાણીઆએ જે 'કંતાન' નામનું કાપડ પહેરે છે તે શણનું બને છે.

**વલ્કલ ( વન કુળ )** કપડાં એટલે વન વાસીઓ ઝાડની છાલનાં કપડાં બનાવી પહેરે છે તે આપણા દેશના અસલના રૂષિ મુનીઓ વનમાં તપ કરતા ત્યારે તેઓ ઝાડની છાલનાં કપડાં બનાવીને પહેરતા. શ્રી રામચંદ્રજી, લક્ષ્મણ અને સીતા સાથે વનવાસ નીકળ્યા ત્યારે પણ તેમણે વલ્કલ લુગડાં પહેરી લીધાં હતાં.

હાલ પણ ડુંગરો અને જંગલોમાં વસતા ગરીબ, ભીલ લોકોને ઉન કે સુતરનાં કપડાં નહિ મળવાથી તેઓ ઝાડની છાલનાં અગર જનાવરનાં ચામડાંનાં લુગડાં બનાવી પહેરે છે.

**લી૦ ગવરીશંકર આશારામ માસ્તર—અમદાવાદ.**



# જાહેર ખબર.

નવાં ધોરણને અનુસરી તમામ વિષયો સાથે રચાએલી સાત ધોરણ સુધીની નોટો, નવીન પદ્ધતિ મુજબ લખાયલો લાલશંકરકૃત મોટા ગણિતનો તથા ગોખલેકૃત ગણિતનો ખુલાસો, મુખ ગણિત, કિંડર ગાર્ટનની નવીન પદ્ધતિ મુજબ રચાએલ દેશી હિસાબ ભાગ ૧ લો તથા મુખ ગણિત, ચિત્ર તથા કોરી નવી ડ્રોઈંગ બુકો, તથા નવા ધોરણ મુજબ શિક્ષણને લગતાં કિંડર ગાર્ટનનાં સાહિત્યો અત્રેથી મળશે.

આ ઉપરાંત ઈંગ્લીશ ઇન્ટુ ગુજરાતી ડીક્ષનેરીઓ, પાઠમાળાની ગાઇડસ, નાની મોટી સુંદર નવા વર્ષની નાની મોટી સાઇઝની તમામ જાતની ફેન્સી ડાયરીઓ, રબર, પેન્સિલ.

તથા

દર વર્ષે છાપવામાં આવતા નવા રોજમેળ અને અડધીયાં વગેરે અત્રેથી કીફાયત ભાવે મળશે.

વેપારીઓ તથા શિક્ષકોને સારૂં કમીશન આપવામાં આવશે.

લખો યા મળો:—

**એસ૦ બી૦ શાહ.**

પાનકોર નાકા—અમદાવાદ.